بسم الله الرحمن الرحيم

# પાકિસ્તાન


મુળ લેખકઃ—

એ. અઝીઝ, બી. એ. એલ. એલ.


A-


પ્રકાશકઃ—

ઓરીએન્ટલ પબ્લીશીંગ કું૦

મુંબઇ નં. ૯.

મુલ્ય રૂા. ૦-૧૨-૦          સં. ૧૯૪૧.

પ્રત ૨૦૦૦.



નયે અન્સર નહિ આતે ચમનમે ગુલ ખિલાને કો



યેહી ઝર્રે ઉભરતે હુંય-યેહી મિટ્ટી સંવરતે હુય.

પ્રીન્ટર્સ
અબુલઅઝફલ પ્રીં. પ્રેસ,
૧૧, પાયધુની રોડ, ખડક મુંબઇ ૯.

# ચોંકશો નહિ!

તમારા ટુથ બ્રશના વાળ સુવ્વરના છે
ટુથ-બ્રશ એટલે બ્રિસ્ટલ-બ્રશ
અને
બ્રિસ્ટલ-બ્રશ એટલે સુવ્વરનાજ વાળ!

## મુસલમાન ક્યાં અને એ નજાસત ક્યાં?

અણજાણપણે એમ કર્યું; હવે, જાણ્યા પછી એને છોડો. અને—

# MISWAK TOOTH BRUSH

---

મિસ્વાક જુનીઅર: બચ્ચાઓ માટે મિસ્વાક લેડીઝ: અવરતો માટે
મિસ્વાક પ્રોફિલેકટિક અને શોર્ટ હેડ: મર્દો માટે




મિસ્વાક એટલે બ્રશમાં મિસ્વાક અને મિસ્વાકમાં બ્રશ એ વાળના
નથી; રેશાના છે. દીની નઝરે દુરૂસ્ત, દુન્યવી નઝરે તનદુરૂસ્ત.

સ્ટોકિસ્ટ: **મુહમ્મદ અહમદ બ્રધર્સ** ૨૨૦, કટલરી બાઝાર,
મુંબઈ, ૩.



બ્હેન અલહાજજા ખુરશીદખાનમ કાસમઅલી જેરાજભાઇ

# અર્પણ પત્રિકા

---

બ્હેન અલહાજા ખુરશીદખાનમ
કાસમઅલી જેરાજભાઇ

આપ બહેનની મુસ્લિમ કોમ તરફની અનહદ પ્રેમાળ લાગણી, મુસ્લિમ કોમની સ્ત્રી જાતીના જીવન સુધારા પ્રત્યે ખંત અને ઉત્સાહ ભર્યા કાર્ય પ્રત્યે નજર કરતા ખુદાવદે કરીમ આપને આવા નેક કાર્યમાં સદાય સહાય કરે એ દુવા સાથે અમો આપને આ પુસ્તક અર્પણ કરીએ છીએ.

અમે છીએ :—

ઓરીએન્ટલ પબ્લીશીંગ કું૦

# એક વાત

**દુન્યાની** ગુંચવાલી વ્યવસ્થાને આવશ્યકતા છે તે મહાશકિતની જે, અવ્યવસ્થ અને ટકરાતા પદાર્થોમાં સમતોલપણું કાઇમ રાખી શકે. આ મહાશકિતનું નામ છે હુકુમત! બીજી તરફ હુકુમતને આવશ્યકતા છે એક એવા તંત્રની જેની મદદથી તે પોતાના હેતુઓમાં ફળીભુત થઇ શકે. આ તંત્ર છે પ્રચાર અને કેળવણી! દુન્યા, હુકુમત વિના આગળ વધી શકતી નથી અને હુકુમતનું ચક્ર, કેળવણી વિના ફરી શકતું નથી.

હુકુમત શાંતિ અને કાનુનના નામે લોહીની નદીઓ વહાવી શકે છે. નિર્દોષોને ગોળીઓથી ઉડાવી શકે છે. વિરોધી તાકતોને કચડી શકે છે. અને પ્રચારનો મંત્ર કંઈ એવી અસર કરે છે કે આંખો સુર્યના પ્રખર પ્રકાશમાં ઝુલ્મો દેખે છે, હૃદય, અન્યાયની સાક્ષી પુરે છે છતાંય, સર્વ હુકુમતનીજ માળા જપે છે. હા, જો કોઈ વસ્તુ હુકુમતનો મુકાબિલો કરી શકે છે તો માત્ર સામાન્ય જનતાની જાગૃતિ! સામાન્ય જનતાની જાગૃતિ એક એવો મઝબુત પર્વત છે, જેની સાથે ટકરાતાં હુકુમતના પોતાના ચુરેચુરા થઇ જાય છે.

ઇતિહાસ સાક્ષી પુરે છે કે પરાજીત અને પીડિત કૌમો માટે સામાન્ય જાગૃત રામબાણ છે. વર્તમાન યુગમાં હિન્દની અન્દર સામાન્ય જનતાની જાગૃતિનો વિષય વધુ અગત્યમય બનતો જાય છે. જ્યારે અમે દેખીએ છીએ કે હિન્દ આ સમયે રાજકીય ચક્રમાં ગર્દિશ કરી રહ્યું છે અને અહિંની ભિન્ન ભિન્ન કવમો રાજકિય સરસાઇ અને શ્રેષ્ટતા મેળવવા માટે બાથંબાથ કરી રહી છે. પરંતુ મુસલમાનોની આ તર્ફ આ હાલત છે કે તેની મ્હોટી સંખ્યા એવી છે જે, એ પણ નથી જાણતી કે અમે ક્યાં જઈ રહ્યા છીએ. અમારા જીવનમાં કેવા કેવા પલટા થઇ રહ્યા છે અને કેવા કેવા થવા જોઇએ. અમારી નઝરમાં ન કોઇ કિનારો છે જ્યાં અમે ઉતરવાની આશા રાખી શકીએ અને ન કોઇ અગાધ સમુદ્ર છે જેમાં ફના થઇ જવાને અમે અમારા જીવનની પરિપુર્ણતા કરાવી શકીએ છીએ. અમારી સ્થિતિ તો તે કાફિલા જેવી છે જે, ચાલી તો રહ્યો છે પરંતુ, તેને આ ખબર નથી કે જવું કયા છે. ન અમને મન્ઝિલની ખબર છે અને ન માર્ગનું ભાન!

વધુ ખેદ તો એ છે કે આ સમયે માર્ગદર્શકતાના ઝન્ડાધારીઓમાંના અનેક લુટારૂઓ છે. રક્ષકનો દા'વો કરનારાઓમાંના અનેક ભક્ષક છે. એ માટે ભોળા અને અજ્ઞાન મુસાફિરો, માર્ગના ચકરાવાથી બે ખબર હોવાના કારણે ખરેજ, ધોકો ખાઇ રહ્યા છે.

ઉપર્યુકત વિચારોને અંગે આ ન્હાનીશી પુસ્તિકા લખવામાં આવી છે કે જેથી સામાન્ય જનતા આજકાલના રાજકીય દૃષ્ટિ બિન્દુ-ઓથી વાકિફ થઇને પોતે પોતાના નફા-નુકસાનને સમજી અને જાણી શકે તેમજ પોતે આ વાતનો ફયસ્લો કરવાને પાત્ર થઇ જાય કે કયો માર્ગ સીધો, સરળ અને કંટક-વિહોણો છે.

જો હજુય કોઇ ખામી અથવા ભૂલ કર્તાના લક્ષમાં લાવવામાં આવશે તો, ભવિષ્યમાં તે ઉણપો કાઢી નાખવામાં આવશે. એ સાથે જો કોઈ સારી સલાહ આપવામાં આવશે તો, તે પણ આભાર સહિત સ્વીકારવામાં આવશે.

અબ્દુલ અઝીઝ.



## પ્રકરણ ૧ લું.

# અહિં તહિં અને ચોમેર

જીવન, તેજ જીવન છે જે સર્વ માટે નિર્માયું છે. તેજ સમય તેજ રાત અને દિન છે જે, નિત્યથી ચાલ્યા આવ્યાં છે, ન સુર્ય અમારા માટે વધુ વાર થોભી સકે છે. ન રાત અમારા માટે પોતાનું કાર્યક્રમ બદલી સકે છે અને ન કાનુને કુદરત અમારી ખાતિર બદલાઇ સકે છે. દુન્યાની ગતિ આ સમયે બહુ વેગવંતી છે અને દર પલે વધુ વેગવંતી થતી જાય છે, જે કલમ એટલા વેગ સાથે આગળ વધતી દુન્યાની જોડે ચાલી સકતી નથી તેને, બીજી કવમો કચડતી અને પામાલ કરતી આગળ નીકળી જાય છે.

આ અફરા તફરીમાં, જ્યારે કે કવમો જીવનના ક્ષેત્રમાં આગળ વધવા તન, મન અને ધન પુરી રહી છે અને આ સૃષ્ટિમાં જીવન-મરણનો સખ્ત યુદ્ધ ખેલાઇ રહ્યો છે, જેણેય હાથ પગ ન હિલાવ્યા અથવા જે સુંવાળા ગાલાનો શિકાર બન્યો, ખરેજ, બીજી કવમો તેને કચડીને-પીસીને જીવન-પૃષ્ટ પરથી ભુંસી નાખશે-નાબુદ કરી દેશે. દુન્યાનો નકશો આ સમયે અત્યંત ત્વરાથી બદલાઈ રહ્યો છે અને પરાજીત કવમો તેમજ ગુલામ દેશોના દસ્યો અમરી આંખો આજે પોતે દેખી રહી છે.

આ સમયે પ્રશ્ન એ છે કે શું મુસલમાનોમાં એટલી તાકત છે અને જીવનની એટલી લાગણી છે કે તેઓ વર્તમાન જીવન–મરણના ઝગડાની ગર્માગમી સહન કરી સકે? ધછી નહિ તો, શું કારણ છે કે અમે અમારી હાલતપર વિચારતા નથી? અમારી કમઝોરિયોને દુર કેમ કરતા નથી? વર્તમાન રંગોને દેખીએ છીએ પરંતુ ગફલતને તજતા નથી ભવિષ્યના ભયંકર પરિણામો રહી રહીને પોતાની ડરામણી શિકલો દેખાડે છે પરંતુ, અમે છીએ કે નચિન્ત અને બે પરવાહ બેઠા છીએ. અસ્તને ઉદય સમજીએ છીએ, મરણ ને જીવન માનીએ છીએ. નૌકા મવજોના તુફાનમાં સપડાયલી છે અને અમે નિદ્રાધીન છીએ. દુંયાની કવમોને આગળ વધતી દેખીએ છીએ અને દેખતાં રહી જઇએ છીએ. કયાંડ જડતા અને શુન્યતા છે તો, કયાંક કુસંપ અને ખાનાજંગી! દરેક શખ્સ પોતે પોતાનો લીડર છે. જીજ્ઞાસા–વિહોણા અને ઉમંગ–સુના! ન નિશ્ચયોમાં કોઇ અચળતા છે અને ન વિચારોમાં મક્કમતા! એક તરફ દુશમને કપટ, લાલસ અને જહાંગીરીની મોહજાલો બિછાવેલી છે અને મુસલમાન ડગલે પગલે ડગમગે છે. બીજી તરફ અમે છીએ કે ભવિષ્યથી અજાણ અને અજ્ઞાન છીએ. નથી જાણતા કે કયાં જઇ રહયા છીએ અને કયાં જવું જોઇએ!

કવમની હાલત બગડવા અને હુકુમત હાથમાંથી નીકલી જવા પછી, કવમને એવા માણસની આવશ્યકતા હતી જે, સક્રીય મુસલમાન હોતે અને સમયની આંટીઘુંટીઓને સમજી, તેને ઉકેલવાને યોગ્યતા ધરાવતે. જે ગરીબોમાં ગરીબ, નગ્નોમાં નગ્ન અને ભુખ્યાઓમાં ભુખ્યો રહી સકતે, જેમાં ઇસ્લામના ઉન્નત-કાળની હિમ્મત અને શૌર્યતા હોવા સાથે, જે કલમ માટે દરેક કુરબાનીને રાહત અને દરેક મુસીબતને આરામ સમજતે, તેજ ખુદાનો બન્દો, અતાતુર્ક અને રઝાશાહ પહેલવીની

પેઠે મુર્દા કવમમાં ફરી એક વેળા આત્મા ફુંકી સકતો હતો. તેજ સત્યતાનો મર્દ, કવમના પડતા પાસાને સંભાળી સકતો હતો અને તેજ કવમના માનને કાઇમ રાખી શકતો હતો.

અમારા દુશમન કાનુને કુદરતથી વાકિફ હતા ઇન્સાની કમઝોરિયોથી અજ્ઞાન અને પરાજીત કવમોની પ્રાકૃતિથી અજાણ ન હતા. તે લીડર પયદા કરી દીધા જે પોતે કવમની નૈયા લઇ ડુબ્યા. તે મવલવી લાવીને ઉભા કરી દીધા જેમણે, થોડી કોડીઓની ખાતિર પોતાના હાથે પોતાના ઘરને આગ લગાવી દીધી. તે પીરો મુર્સીદની વાવણી કરવામાં આવી, જેમના ઉત્પન્ન કરેલા વીષે કવમને વર્ષો માટે અચેતનમય બનાવી દીધી મનાંધ મવલવીઓએ કુરઆનના અર્થને મારી મચ્ડીને અનર્થ અને તેના હુકમે માં અવરોધી નુતનતા (તાવીલ) ઉપજાવવાનું શરૂ કરી દીધું. અસ્લ વિષયને તજી દઇને, દાઢી અને પાયજામાની ચર્ચા જગાડી દીધી. કયાક એકાદિ આયતનો ઝગડો લઇ બેઠા તો, કયાંક એકાદિ હદીસ ઉપર શાસ્ત્રાર્થ કરવા લાગી ગયા. કયાંક માન્યતઓની લે દે તો, કયાં ફિર્કાઓની વિતંડાવાદ! સારાંશ ઇસ્લામ આ બેહુદગિયે ની ભેંટ બની ગયો. ધર્મ-યોદ્ધાઓના અડગ અને અચળ ઇરાદાઓના બદલે મનાંધી અને નિષ્ક્રીયોની કુકર્મતાનો શિકાર થઇ ગયો. આ આપસની ખેંચતાણ અને આંતર કલહથી પારકાઓએ ખુબ લાભ ઉપાડયો. નાઇટો (સર) અને ખાન બહાદુરો એ એક નવો માર્ગ શોધી કાઢ્યો. અદશ્ય ખુદાની પ્રકટતા, ગવર્નમેન્ટના રૂપમાં પામીને શ્વેત રંગી આકાઓની બરકતોના રાગ આલાપવા લાગ્યા. ખિતાબ અને ઓહદાઓને ઇશ્વરી-શિરપાવ સમજીને પોતાની નૌકા ડુબાડવા તૈયાર થઇ ગયા.

**દવલતે અગ્યાર રા રહમત શમુર્દ**
**રકસહા ગિર્દે કલીસા કર્દો મુર્દ ! — ઇકબાલ**

અર્થાત: "પારકાઓ–દુશમનોની દવલતને રહમત સમાન ગણી લીધું. કલીસા–ગિર્જાની ચારે કોર નૃત્ય કર્યું અને મરી ગયા."

સારાંશ ઇસ્લામીયતની નસ ઉલ્ટી છુરીથી કાપવામાં આવી. જો એક તરફ કુર્આન અને આયતોનો વેપાર થવા માંડયો તો, બીજી તરફ રાજકીય લાભોનો વ્યાજ ચુકવવા લાગ્યો. કવમનુ નામ એક આંટી ઘુંટી બની ગયું. કોઈ મુખ્યોઉદ્દેશ અમારી સમક્ષ ન રહયો. મુસલમાનોના વિચારો બુલન્દ મુકામેથી પડતીના તિરસ્કારિત્વ સ્થાને આવી પડયા. પરંતુ અફસોસ કે સામાન્ય જનતામાં એ સંબંધી સ્હેજે લાગણી ન જન્મી :

**આહ! કવમે દિલશિ હક પરદાખ્તહ**
**મુર્દો મર્ગે ખે'શ રા નશનાખ્તહ**

અર્થાતઃ "આહ! તે કવમ કે જેનું દિલ હક-પરસ્ત અને સત્ય-પોષક હતું તે, મરી ગઈ અને તેય એવી રીતે કે પોતાના મૃત્યુ સુધ્ધાંને ઓળખતી નથી."

એ નિ શંક છે કે અનેક દર્દમન્દ મુસલમાન તે દિનથી, જ્યારથી, ભાવી સૃષ્ટાએ અમારા કુકર્મો અને કુકૃત્યોના કારણે મુસલમાનોને તખ્તો તાજથી વંચિત કરી દીધા અને પારકાઓની ગુલામીની ઝન્જીરો અમારા હાથ પગમાં નાખી દીધી, આજ દિન લગી આ ફિક્રમાં પડેલા છે કે કોઇ યુકિતથી તે ખોયલી મહાનતા મળી સકે છે અને કેવી રીતે તે સુભાગ્ય નવેસરથી પ્રાપ્ત થઇ સકે છે! પરંતુ બધી યુકિતયો, જે

અનેક વિચારને અંગે યોજવામાં આવી અને સઘળા માર્ગો આ ઉદ્દેશ સિધ્ધ કરવા માટે ધારણ કરવામાં આવ્યા,કવમને ઠેકાણે પાડવાને નકામાજ સિધ્ધ થયા. કેમ? જેમ જેમ ઝમાનાની ગુંચો વધુ ગુચવાતી ગઈ, અમારી મુશ્કિલોમાં પણ વૃદ્ધિ થતી ગઇ. આ વેળા અમારામાં બહુધા એવા છે જેઓ, જાણતા નથી કે અમે કયાં જઇ રહયા છીએ. અમારા જીવનમાં કેવા કેવા પરિવર્તનો થઇ રહયાં છે અને કેવા કેવા થવાં જોઇએ? અમારી નઝરમાં ન કોઇ કિનારો છે કે જ્યાં અમે ઉતરવાની આશા રાખી સકીએ અને ન કોઇ અગધ સમુદ્ર છે કે જેમાં ફના થઇ જવાને અમે અમારા જીવનની પરિપુર્ણતા ઠરાવી સકીએ છીએ." તણખલાની પેઠે એક ધારે વહેતા ચાલ્યા જઇએ છીએ. એક તરફ અમારી રાજકીય નૌકા ચકરાવા લેતી કાળની ચઢતી પડતીની દયા ઉપર ડોલી રહી છે. કેમકે કોઇ મન્ઝિલજ નથી અને બીજી તરફ અમારી અવ્યવસ્થા અને વેરવિખેરતા પુકારી પુકારીને અમારી તબાહીની આગમએતી કરી રહી છે.

અમારી હાલત તે સંઘ જેવી છે કે જે ચલી તો રહયું છે પરંતુ, તેને એની ખબર નથી કે જવું ક્યાં છે? ન અમને મન્ઝિલની ખબર છે, ન માર્ગનું જ્ઞાન, કેટલાક અંગ્રેઝી સામ્રાજ્યને કાઢી દેવા-વાળા સંઘની પાછળ થઇ ગયા છે અને કેટલાક ગત મહાનતા અને શાનો શવકતને યાદ કરી કરીને અશ્રુઓની નીકાઓ વહેવડાવી રહયા છે. કેટલાક એવા છે જેમણે ખાવું પીવું જીવનોદેશ સમજી બેઠા છે અને તેઓ તે સંઘની સથે ચાલી રહયા છે જેના ઉદ્દેશનો કઅબા, મોસકો છે. કેટલાકને આ ફિક્ર પડી છે કે પાછલી અફરા તફરીમાં તેમના હાથે જે વિજય-માલ ચઢી ગયો છે તે કયાં વેડફાઇ

ન જાય, એ માટે તેઓ લોકોને બીજાજ સંઘનો સાથ પુરવા ભંભેરી રહયા છે. કોઇ હિન્દની આઝાદીના વિચારોમાં પરોવાયલો છે અને કોઇ ઇસ્લામની આઝાદીની કલ્પના-સૃષ્ટિમાં વિચરી રહયો છે, કોઈ કલ્ચરના રક્ષણનો ઢંઢેરો પીટી રહયો છે તો, કોઇને કાઝિયો અને મુફ્તિયોના ખાતા ખોલવાની ચિન્તાએ ઘેરી લીધો છે અને ખુબી આ છે કે એ સર્વમાંથી કોઇ એકને પણ પોતાના ઉદ્દેશની સચ્ચાઈપર સંપુર્ણ વિશ્વાસ નથી...એની વિરૂધ પાડોશી કોમની સમક્ષ એક મન્ઝિલ છે. એક ઉદ્દેશ સ્હામે છે. તેઓ હિન્દને ગયરોના બંધનથી આઝાદ દેખવા ચાહે છે. તેઓ ગીતા અને રામાયણના ભૂલાયલા પાઠોની એકવાર ફરી હિન્દીઓને યાદ અપાવવા માગે છે તેઓ ચાહે છે કે દોઢ હજાર વર્ષની નિર્જીવ સંસ્કૃતિને ફરી હિન્દમાં સજીવન કરે.આ ઉદ્દેશ પ્રમાણે કયાંક વિદ્યાપીઠો સ્થાપી આપવામાં આવી છે કયાંક ચર્ખા સંઘ બનાવી દીધા છે. કયાંક આશ્રમોની બુન્યાદો નાખી દીધી છે. કયાંક અછુતોધ્ધારનું કામ જારી કરી દીધું છે. કયાંક હિન્દી-પ્રચારની અન્જુમનો ખોલી આપી છે તો, કયાંક વિદ્યા-મન્દિરો બનાવવામાં આવ્યા છે. વાત આ છે કે હિન્દુની સ્હામે એક મન્ઝિલ છે. ......................તેમના જીવનમાં એક યોગ્યતા અને સમતોલતા, હોવાથી તેમાં એક અવાઝ,એક રંગ અને સર્વનો એકજ ધોરી માર્ગ છે. અલબત્તા, દરેકે પોતાના માટે માર્ગનો એક એક ખાસ ભાગ રિઝર્વ કરી લીધો છે. કોઇ કોમને હિન્દી જ્ઞાનથી પરિચિત કરીને, તેની સ્હામે હિન્દુ કોમની મહત્તા અને મહાનતાનો નકશો રજુ કરવાનો નિર્ણય લઇને ઉઠયો છે અને એજ ધુનમાં તેમના રકતને ઉકાળી રહયો છે કે જેથી પાછા તેઓ આઝાદીની જંગમાં વધુ સરગર્મીની સાથે ભાગ લે. કોઇએ કોમનું લક્ષ ખેંચીને, ઘરગુથ્થી કળાઓ સાથે તેનું મન ચોંટાડી દીધું છે કે જેથી તે આ જાણી લે કે હિન્દ કેટલું

જ્વલંત હતું, જેને આજે અંગ્રેજે તબાહ કરીને રાખી દીધું છે; એ માટે એને ફરીથી આઝાદ કરાવવું જોઈએ. પહેલી જમાતે પોતાના હેતુ માટે હિન્દી સાહિત્ય સંમેલન સ્થાપ્યું અને બીજી જમાતે પોતાના કામ કરવાના ખાતાનું નામ ચર્ખાસંઘ રાખ્યું. ત્રીજી જમાતે નીચ વર્ગને આગળ લાવવાનું કામ પોતાના શિરે લીધું છે કે જેથી આ વર્ગ હિન્દુ ધર્મને તજી દઇ, ઇસાઈયત અથવા ઇસ્લામને સ્વીકારી ન લે અને એવી રીતે હિન્દુઓની બહુમતિને અંતાઇ જવાથી બચાવી લેવાના પગલાં મંડાયા. સારાંશ તેણે અછુતોધ્ધાર પ્રત્યે લક્ષ આપ્યું અને અછુતોને એ બતાવ્યું કે તમો હિન્દુ છો અને હિન્દુઓને આ સમજાવ્યું કે તમો અછુતોને તમારાથી ભ્રમિત થવા ન દેશો. નહિ તો, પછી સાત કરોડની આ સંખ્યા અમારામાંથી નીકળી જતાં, આઝાદ હિન્દના ભવિષ્યનો જે નકશો અમોએ દોર્યો છે તે બધું ખાકમાં મળીને રહી જશે. મતલબ કે એવીજ તરહના વિવિધ કામો દરેક શરૂ કરી રાખ્યા છે અને આ સર્વમાં **કેંદ્રબિન્દુ** કાયમ રાખવાની સખ્ત આવશ્યકતા હતી. એ માટે સર્વ જણે ગાંધીજીને કેંદ્રીત બિન્દુ તરીકે સ્વીકારી લીધો. રાજકીયતાથી લઇને સમાજ અને સંસ્કૃતિ લગીના સઘળા કાર્યો એકજ રીતે ઘુમી રહ્યા છે. દરેક કામની લગામ ગાંધીજીની હાથમાં છે. જ્યાં કોઇને તેણે વર્તુલની સીમાની બહાર જતો દેખ્યો કે ચુપકીદી સાથે રસ્સીને ઝટકો આપ્યો. ગાંધીજીની આ **મધ્યસ્થતા** કાયમ રાખવા માટે કેટલાક લોકોએ ગાંધી સેવા સંઘના કામ માટે પોતાને વકફ કરી દીધા છે.

ખુલાસો આ કે જ્યારે કોઇ કોમની સમક્ષ કોઇ ઉદેશ હોય છે તો, તેનું દરેક કામ તેના મુજબ થાય છે. જુઓ હિન્દુ મહાસભાને કોંગ્રેસથી કેટલી ચીઢ છે? લિબરલ ફેડરેસનને કોંગ્રેસથી કેટલી વિરૂધ્ધતા છે?

મદ્રાસની જસ્ટિસ પાર્ટીને કોંગ્રેસથી કેટલો વેર છે? એ છતાં, હિન્દુ, કોમ–કોંગ્રેસ એક સંમત મુખ્યોદેશ તરફ કદમ માંડી રહી છે. એ માટે થોડાક શખ્સોની ગડબડ કે બૂમરાણ કંઈ અસર નથી ધરાવતી. ડોકટર ખેર થોડીક ચીંચાં કરી તો આજે એવી રીતે ગાયબ છે કે જેમ ગધેડાના માંથાથી સિંગડા! મી. નરીમાને પણ જ્યા જરા પોતાપણું દેખાડવા માડયું પરંતુ થયું શું? આખરે ચુપ થઇને બેસવું પડયું. અને વળી સૌથી મોટું અને તાજુ દૃષ્ટાંત તો, સુભાષ બોઝનું છે. તેમના બંડનું શું પરિણામ આવ્યું? હિન્દુ કોમે તેમની પુંઠ ઉપર એક એવો જમાવીને ધબ્બો માર્યો છે કે આજ દિન લગી કમર સીધી થઇ નથી.

પરંતુ, મુસલમાનોની હાલત સૌથી નિરાળીજ છે. તેમને ન આ ખબર છે કે તેઓ આઝાદ હિન્દમાં કેમ રહી શકશે? અને ન એની જાણ છે કે ગુલામ હિન્દમાં તેમના પર શું વીતશે? એ માટે કદી તો તે, મુસ્લિમ લીગમાં ચાલી જાય છે અને સમજે છે કે અંગ્રેઝ સાથે દોસ્તી અને હિન્દુ સાથે દુશમની કરીને બનવા જોગ છે કે કંઈ ફાયદો તેને પહોંચી જાય. પરંતુ જ્યારે એવી રીતે તેની મતલબ પુર્ણ થતી દેખાતી નથી તો, પછી તે દિલ મારીને કોંગ્રેસમાં આવી જાય છે અને સમજે છે કે જે કંઈ થાય, પહેલાં હિન્દને આઝાદ કરાવી લો. કદી તેઓ સોશિયાલિસ્ટોની કેમ્પમાં ઘુસી જાય છે. પરંતુ કોઇ ઠેકાણે તેમના દિલમાં તે વિશ્વાસ, તે લાગણી, તે શાંતિ અને તે જોશ-ખરોશ હોતો નથી જે એક મુખ્યોદેશની પ્રાપ્તિ માટે હિન્દુમાં જોવામાં આવે છે.

અમારી આ અવર્ણનીય હાલતનું કમૂણ મ્હારા મત મુજબ મુસલમાનોની મુખ્યોદેશની શુન્યતા છે. તમારી જાત કોમથી અલગ કોઇ વસ્તુ નથી. એ માટે જો તમને પોતાના સીવાય

કોઈ બીજી વસ્તુની ફિકર નથી તોય, તમારી કોમને સમજવું પડશે. જો તમો એમ નહિ કરશો તો પછી કોમી હયસિયતથી નહિ બલ્કે ખુદ તમને તમારી અંગત રીતે નુકસાન ઉઠાવવું પડશે. માટે સમયની માંગણી છે અને એ માટે અમારી મુખ્ય ફર્ઝ છે કે સામે વર્તમાન પરિસ્થિતિનું વિચારપૂર્ણ અવલોકન કરીએ અને અમારા માટે મુખ્યોદેશ બનાવીએ. જેનું હાસીલ કરવું અમારા જીવનનો હેતુ હોય, ત્યારેજ આ વીરાન વસ્તી આબાદ થઇ શકે છે અને ખોવાયલું સદભાગ્ય પુનઃ ફરી પ્રાપ્ત થઇ શકે છે.

એમાં સ્હેજે શંકાને સ્થાન નથી કે મુસલમાન સમગ્ર કોમ તરીકે ઘણીજ પડતીની હાલતમાં છે. એક તરફ જો ગાજકીય વીજળીઓ ચમકી રહી છે તો, બીજી તરફ આર્થિક સમુદ્રો ચઢતા, આવી રહ્યા છે. એક તરફ જો દુશ્મનો પડકારી રહ્યા છે તો, બીજી તરફ કોમ દ્રોહીઓ જડો કાપી રહ્યા છે. પરંતુ ભાઇઓ! આ ચારે તરફના આક્રમણ વિરૂધતા અને દુશમનીઓ છતાં, અમો મર્યા નથી, જીવી રહ્યા છીએ. જે વસ્તુ કોઈ કોમના જીવનનો આત્મા હોય છે તે હજી લગી અમારામાં મોજુદ છે અને તે છે ભોગ તેમજ કુરબાનીની લાગણીઓ! માલ માગવામાં આવ્યો તો, મુસલમાન સ્ત્રીઓ સુધ્ધાંયે પોતાના કાનોની વાળીઓ ઉતારીને આપી દીધી. જો જાન માગવામાં આવી તો, મુસલમાનોએ માથું હાજર કરી દીધું. જ્યારે પ્રસંગ પડયો અને સમય આવ્યો, મુસલમાન પ્રાણ સાથેની રમત રમી ગયા. પાડોશી કોમથી વધી ચઢીને કુરબાનીઓ આપી અને તેજ તે ઘટનાઓ છે જેની ઉપર અમારી કોમી રચનાની બુન્યાદ રાખવામાં આવી શકે છે. માત્ર અમને અમારી મન્ઝીલનો નિશાન કાયમ કરવો છે માર્ગ પોતાની મેળે મળી જશે.

## પ્રકરણ ૨ જું.

# એકત્ર કવમીયતનો ઢોંગ

## ૧૯૩૫ એક્ટ

## અને

# અમારો માર્ગ.

આ સમયે અત્યંત અગત્યનો સવાલ અમારી સમક્ષ એ છે કે "અમે શું ચાહિએ છીએ? અમારી વર્તમાન લાચારીઓ અને મુસીબતોનો ઉપાય શો છે? અને તે માટે અમે કરીએ શું?......" હવે રાજકારણ અને હુકુમત, સામાન્ય પ્રજાની મરજીનુ નામ છે. તે સમય વીતી ગયો, જ્યારે કે રાજ્ય રહસ્યોનું જાણવું માત્ર રાજવીઓનું કામ હતું અને રાજકારણપર વાર્તાલાપ કરવો માત્ર વઝીરો અને અમીરોનોજ હકક હતો. હવે તો, રાજકારણનો સબંધ દરેક તે માણસ સાથે છે જે મતનો હકક ધરાવે છે. હવે તમામ મત આપનારાજ હુકુમતનો એક અંગ છે. તદુપરાંત આ વાતની સખ્ત જરૂરત છે કે અમારામાનો દરેક શખ્સ વર્તમાન રાજકીય પરિસ્થિતિના તમામ વાતોથી થોડી ઘણી માહીતી અવશ્ય ધરાવે. અમને હિન્દમાં જીવન વિતાડવું છે. અહિંજ કારોબાર ચલાવવો છે. અહિંજ જીવવું અને મરવુંજ છે તો, પછી જોઇએ અમે સરકારી નોકર હોઇએ અથવા કારીગર, વેપારી હોઇએ અથવા ખેડુત, હમાલી કરતા હોઇએ અથવા જર્નાલીસ્ટ, અમારા માટે આપણા દેશની પરિસ્થિતી અને ઘટનાઓ, તેનાથી જન્મનારા પરિણામ

અને ભયોને સમજી-સમજી લેવા પછી, તે મુજબ પોતાના જીવનનો પ્રોગ્રામ યોજવો બેહદ જરૂરી છે. પરંતુ જીવનનો પ્રોગ્રામ યોજવો કંઇ સહેલી વાત નથી. જો તમો વર્તમાન પરિસ્થિતીની સઘળી બાજુઓ પર સંપૂર્ણ વિચાર કર્યા વિના ચાલી પડશો તો, ખરેજ તમો ભટકી જશો. એવા પ્રસંગોએ અનેક લુટારૂ, માર્ગદર્શકના રૂપમાં ફરતા દેખાશે. અનેક તેમનામાં ખરી રીતે ડાકુ હોય છે. રક્ષકનો દા'વો કરનારાઓમાં અનેક ભક્ષકનો ધંધો કરે છે. એ માટે જે ભોળા. સીધા સાધા, અજ્ઞાન મુસાફિર માર્ગના ચકરાવાથી અજાણ છે તેઓ, ખરેખર ધોકો ખાશે. આઝાદી અને શાંતિના નામે અમોએ અનેક ઠોકરો ખાધી, કુરબાનીઓ કરી, રૂપિયા આપ્યા, લોહી વહાવ્યું, પરંતુ ઘાણીના બળદની પેઠે અમે ત્યાંને ત્યાંજ છીએ. એ માટે આ જરૂરી છે કે અમે પહેલાં મન્ઝિલ નક્કી કરી લઇએ અને પછી કામ ઉઠાવીએ.

## રિયાસત (State)

ઇન્સાન હંમેશા કોઇ ન કોઈ સત્તા હેઠળ રહેતો આવ્યો છે. આ સત્તાની કેફીયત ઇન્સાની જીવનની સાથે બદલતી રહી છે. ઇન્સાની જીવનના પ્રાથમિક દવરમાં આ સત્તા ખાનદાનના બુઝુર્ગના હાથમાં રહેતી હતી. જયારે ખાનદાનોને પોતાના રક્ષણ અને આપસના સંસ્કારી જીવનના કારણે કબીલાઓની શિકલમાં રહેવાનું ધારણ કરવું પડયું ત્યારે, આ સત્તા કબીલાઓના સરદારોના હાથમાં આવી ગઇ. ત્યાર પછી જયારે કબીલાઓને પોતાની ઉન્નતિ અને રક્ષણ માટે મજબુર થઇને કોઇ રાજવીના ઓશીંગણ થવું પડયું ત્યારે આ સત્તા રાજ્યકર્તાના હાથમાં ચાલી ગઇ. આજે તેજ સત્તા કોમની સભ્યતા અને સંસ્કારિતા,

આર્થિકતા અને રાજકીયતાના જીવન અને ઉન્નતીને કાયમ રાખવા અથવા મેળવવા માટે ઉપયોગાઈ રહી છે અને જે ખાતાના હાથમાં તે સત્તા હોય છે તેને રીસાયત કહે છે.

**રિસાયત અને હુકુમત:** રિસાયત એક દુન્યવી સુસભ્ય ખાતું છે. વિચારકોએ એની વ્યાખ્યા એવી રીતે કરી છે. "રિસાયત, એક આઝાદ અને સંગઠિત રાજકીય પક્ષ છે, જેના કબ્ઝામાં કોઇ વિસ્તારી ટુકડો હોય. આંતરીક રીતે તેની સત્તા અંતિમ અને છેલ્લી હોય અને બાહ્ય રીતે તેનું કોઈની સમક્ષ શિર ન નમે." એટલે રિયાસતનો હુકમ એક તરફ પોતાના ઇલાકાના લોકો માટે છેલ્લો અને અંતિમ હોય છે અને બીજી તરફ બાહ્ય અસરોથી તે સંપુર્ણપણે આઝાદ અને પોતાના કાર્ય અને કૃત્યોમાં સંપુર્ણ રીતે સ્વતંત્ર તેમજ ખુદ મુખ્તાર હોય છે. આ મહાન સત્તા × કહેવાય છે. મહાન સત્તા રાખવાની મતલબ આ છે કે રીયાસત કાનુની રીતે સઘળા હુકમો + જારી કરી શકે છે અને આ હુકમોને રદ કરવાની કોઇની તાકત નથી. તે હુકમો જે, રીયાસતો બહાર પાડે છે,કાનુન ૧ કહેવાય છે,આ કાનુન રીયાસતના દરેક જણને ન છુટકે માનવો પડે છે. તે સાધન, જે દ્વારા રીયાસતની મહાન સત્તા સક્રીય રૂપમાં પ્રકટે છે અને તે સાધન, જેનાથી રીયાસતની ઇચ્છા પ્રકટે છે તેને હુકુમત ૨ કહે છે. હુકુમત, રીયાસતના નામે મહાન સત્તાનો ઉપયોગ કરે છે. રીયાસત, રાજકીય વ્યકિતત્વ છે, જે પોતાના ઇલાકાના લોકોની વ્યવસ્થા અને બંધારણના પ્રવાહનું મુખ છે અને હુકુમત, તે મશીનરી છે, જેનાથી રીયાસતના હેતુઓ અને ધારા ધોરણોને અમલમાં લાવવામાં આવે છે, હુકુમત ૩ તમામ તે લોક અથવા જમાઅ.

× Soveregnty. + Orders.
1. Laws. 2. Government. 3. Jurisprudence

તોથી બને છે જેઓ રીયાસતની સત્તામાં શરીક હોય છે.” ગવર્નમેન્ટ અને રિયાસતમાં તેજ સંબંધ અને સાંધન છે જે માણુસના શરીર અને આત્મામાં છે.

ઉપરની વ્યાખ્યા સ્પષ્ટ થયું કે આઝાદ રિયાસત નીચલી ચાર વસ્તુઓ પર રચીત હોય છે.

૧–કોમ અથવા જમાત

૨–ઝિલ્લો કે પ્રાંત જયાં મઝકુર પ્રજા આબાદ હોય.

૩–રાજકીય સંગઠન કે જે તે લોકોને સંગઠિત કરે.

૪–મુકમ્મલ આઝાદી અને સ્વાતંત્ર્ય અર્થાંત સંપૂર્ણ અધિકાર.

પ્રજાનું રાજકીય સંગઠન, વ્યવસ્થા તથા એવા અન્ય કામકાજો રાજ્યના શિરે હોય છે. સઘળા આંતરિક તથા પ્રદેશ ખાતાના મુઆમિલાઓમાં સંપુર્ણ અધિકાર પણ રાજ્યના હાથમાં હોય છે. કેમકે રાજ્ય પોતાના હુકમો અને ઓર્ડરોમાં આપમુખ્તયાર અને સ્વતંત્ર હોય છે.

**હુકુમત:** રાજ્ય એક વ્યવસ્થિત જમાઅત હોય છે, તેને બીજી વ્યવસ્થિત સોસાયટીઓ અને સંસ્થાઓ કરતાં વધુ પ્રોપેગેન્ડા–પ્રચાર માટે બહોળા પ્રમાણમાં સાધનો પ્રાપ્ત થાય '. આવકનું વિશાળ સાધન પ્રાપ્ત હોવાથી તે પોતાનો પ્રચાર ઘણાં વિશાળ પ્રમાણમા કરી શકે છે, અને પોતાના ઈરાદાઓને અમલી જામો પહેરાવી શકે છે, પ્રત્યેક વ્યવસ્થિત સંસ્થાઓની આ વિશેષ્ટતા હોય છે. જે વ્યકિતઓને તે પોતાના વર્તુળમાં લે છે, તેમને પોતાના સ્વભાવ અને ખાસ પ્રકારની નીતીના બીબામાં ગોઠવી દઈ તેમની સુરત અને સીરતને સદંતર બદલી નાખે છે રાજ્યોને એવો ધન્તર મન્તર યાદ હોય છે કે તે ફુંકતાંજ દરેક જણુ

તેમની જપના કરવા લાગી જાય છે, અને રાજ્યનું ગાડું વગર અટકાયતે આગળ અને આગળ ચાલતું રહે છે. એજ માટે તો રાજ્ય પેતાની સલામતી ખાતર ન તો વિરોધીઓને પયદા થવા દે છે, અને ન વિરોધી શકિતઓને ઉભરાવાની તક આપે છે. જે રાજ્ય આ વસ્તુ તરફ નાખતી કરે છે અથવા પ્રાપ્ત કરવામાં સુસ્તી કરે છે કે નિષ્ફળ નીવડે છે તે ટુંક સમયમાંજ નષ્ટ થઇ જાય છે, અને બીજી કોઇ શકિતને આમંત્રણ આપે છે. જેમકે જ્યાં સુધી આંતરિક નીતિનો સંબંધ હોય છે. રાજ્ય પોતાની શકિતને કાયમ રાખવા સઘળા પ્રકારના પ્રયત્નો કરે છે, એટલુંજ નહીં બલ્કે તન, મન, અને ધન એ હેતુએ ખર્ચી નાખે છે કે વિરોધી શકિતઓ ઉત્પન્ન ન થાય,રાજ્યોનો આધાર આંતરિક પધ્ધતિએ માત્ર આ એજ વાત ઉપર હોય છે.

કોઇ કોમની ઝીન્દગી, અસ્તિત્વ અને ઉન્નતિ માટે તેની પાસે પોતાનું રાજ્ય હોવું જરૂરી છે. રાજ્ય પારકાઓનું હોય તો તેઓ પોતાની હુકુમતને ટકાવી રાખવા પરાજીત કવમોમા ન તેઓ સગઠન પયદા થવા દે છે, ન કોઇ સંગઠિત અને વ્યવસ્થીત સંસ્થાને પોતાના વિરૂધ્ધ ઉભરાવાનો મવકો આપે છે. અને એજ હેતુની પ્રાપ્તિ માટે તેઓ હર હંમેશ કાર્યમાં લાગ્યા રહે છે. જેમકે આજે મુસલમાનો કમઝોર અને નિર્બળ છે તો અગ્રેઝો ઉપર આક્ષેપ કરવાનો અમને કોઇ હક્ક નથી. બંધારણીય દષ્ટિબિન્દુથી તેઓ પોતાની કોમ અને હુકુમત પોતાના અસ્તિત્વ માટે જે પોલીસી-નીતિ ધારણ કરે છે તે બરાબર છે જો મુસલમાનો ગુલામીની ઝન્જીરોમાંથી મુકત થવા માંગતા હોય તો તેમણે પોતાની કોમને ઉત્તમમાં ઉત્તમ ગુણોથી શણગારવી જોઇએ, બેહતરમાં બેહતર સંગઠન સાધવું જોઇએ કે જેથી બીજાઓની હાનીકારક શકિતઓનો મજબુત મુકાબલો કરી શકાય.

## આઝાદી અને ગુલામી

આજે શહેરીઓની ભલાઇ અને બેહતરી પણ રાજ્યની ઉચ્ચ ફરજોમાં શામિલ થઇ ગઇ છે, કોમની આર્થિક, માનસિક અને કેળવણીય સ્થીતિને સુધારવા અને લોકો માટે નિર્વાહના સાધનો ઉત્પન્ન કરવા હુકુમત જવાબદાર છે, જ્યારે હુકુમત પોતાની કોમની થાય છે, તો કોમ હુકુમતની થાય છે. એ માટે કોમને પોતાના અસ્તિત્વ અને જીવનનું ભાન થાય છે. એજ તો આઝદી છે. આઝાદી કઇ વસ્તુ છે ? જો કે તેની વ્યાખ્યા બહુ ભારી છે, તો પણ એક માણસ કહી શકે છે કે આઝાદી તે હાલત અને સ્તિથિનું નામ છે કે જે એક કોમ માટે આ વાત શકય બનાવી દે છે કે ને પોતાના અસ્તિત્વનું ભાન કરી પોતાના તકદીરનો પોતેજ ફયસ્લો કરી લે, પોતાની કિસ્મતનું પોતાનેજ ઘડતર કરવાનો હક હોય, બસ આનુંજ નામજ આઝાદી છે. જેગકે આઝાદ કોમ તે છે કે જે પોતેજ હુકમ કરનાર પોનેજ હુકમ ઉઠાવનાર, પોતેજ કાયદા ઘડનાર અને પોતેજ પોતાના કાયદાને આધિન હોય. કોમની હુકુમતનો એકનો એક હેતુ માત્ર "કોમની સેવા" હોય છે. ઉંચી કેળવણીની વ્યવસ્થા, અખ્લાકની દેખભાલ, નિર્વાહની ચિંતા મતલબ કે કોમની ચડતી પડતીને ઓળખી લઇ અને સામાજીક, આર્થિક, અને કેળવણીય ઉન્નતિમાં કોમનું માર્ગદર્શન કરી રાજ્ય પોતાની કોમને ઉંચામાં ઉંચી કસોટીએ પહોંચાડી દે છે તવંગર હોય કે ગરીબ સર્વે જણને પોતાનું અંગત પાણી બતાવવ.ના એક સરખા સાધનો મળી જાય છે. દરેક વ્યકિત ઉ-તમમાં ઉ-તમ વસ્તુ જે તે કોમની પ્રતિષ્ઠા અને ગૌરવ વધારવા આપી શકે છે પેશ કરે છે અને કોમના માણસો બહાદુર, સ્વમાન પ્રિય અને મર્દાના ગુણોમાં રંગાઇ છે. પરંતુ ગુલામીમાં,

**બન્દગીમેં ઘટકે રેહ જાતી હય એક જુએ આબ;**
**અવર આઝાદીમેં બહરે બે-કરાં હય ઝિન્દગી.**

ગુલામી એક એવી વસ્તુ છે જે કોમી જીવન માટે હલાહલ ઝહર હોય છે. તેમાં તે વસ્તુઓ છુપાયેલી હોય છે કે જે કોમની પરિપુર્ણતા પ્રગતિ અને ઉન્નતિને મુળમાંથી નાશ કરી દે છે. જ્યારે કોઈ કોમની આઝાદી ઝુંટવાઈ જાય છે ત્યારે તેની રૂસ્વાઈ અને બદબખ્તી થવી શરૂ થઇ જાય છે, પછી કોમની "રૂહેરવાં" ( ગતિમાન આત્મા ) ઉપર સીધો હુમ્લો થાય છે, તેની અસર આ અથવા તે આકાશી ગ્રહોમાં જોઇ શકાતા નથી, પરંતુ કોમની ધગશ અને તૈયારીઓની અસર દરેક આકાશી ગૃહોમાં દેખાય છે. કોમ વિવિધ પ્રકારની આકુળતાઓમાં પડી જાય છે અને પરાધિનતાનું અંતિમ પરિણામ રૂસ્વાઇ તેના કપાળ ઉપર ચમકતા અક્ષરોમાં લખાયેલી સાફ સાફ નઝરે પડે છે. જ્યાં સુધી ગુલામીનો તોક ગરદનમાં પડેલો હોય છે ત્યાં સુધી સુધારો મુશ્કેલ બલ્કે હોય છે.

પરાધિનતા અને ગુલામી શું છે? પરાધિન અને ગુલામ કોમ તે કોમ છે કે જેના માથે કોમની પોતાની હુકુમત ન હોય બલ્કે પારકાઓની સત્તા હોય, જે પોતાના લાભ ખાતર, પરાધિન કોમનો ઉપયોગ કરે છે. પરાધિન કોમ તે કોમ છે કે જેને પોતાની કિસ્મતને પોતેજ ઘડવાનો હક પ્રાપ્ત ન હોય જ્યાં સ્વતંત્ર કોમ પોતાની ઝિન્દગી અને શકિતનો અમલ સુબુત આપે છે, ત્યાં પરાધિન કોમને પોતાની ગુલામી અને લાચારીનું જીવન મજબુરીથી ગુઝારવું પડે છે. સત્તાધિકારી કોમ પરાધિન કોમ માટે એવું બંધારણ રચે છે કે જુદા જુદા વર્ગો હંમેશાં આપસ આપસમાંજ બાથંબાથી કરવા લાગે છે. એક તરફ હુન્નર

ઉદ્યોગનો નાશ થાય છે, બીજી તરફ કોમના માણસો ડરપોક ખુશામદખોર અને મર્દાનઃ ગુણ વિહોણા થઈ જાય છે. ઘણા ખરા માર્ગદર્શકો અને લીડરો લુંટવાનો ધંધો ગ્રહણ કરી લે છે. જો કોઈ એકાદ લીડર લાગણીવાળો અને દર્દમન્દ જોવામાં આવે છે. જો કોઇ નિર્મળ આત્મા કોમ માટે ચિંતાતુર જોવામાં આવે છે તો તેને કેદખાનાની અંધારી કોટડીઓમાં ધકેલી દેવામાં આવે છે અને સત્તાધિકારીઓની પોલીસી કોઇ પણ જાતની રોકટોક વગર સંપુર્ણ રીતે સફળ નીવડે છે.

હવ ફત્વાએ તારીખ કે જો લોગ જહાં,

મહકુમ હંય મર્દાના ફઆઇલ નહીં રખતે.

## મુસલમાનો અને સ્વતંત્ર રાજ્ય

અમે હિન્દમાં મુસલમાન તરીકે જીવતા રહેવા માંગીએ છીએ, તે કેમ કરી શકય છે? જગતની બીજી કોમની જેમ મુસલમાનોની સઘળી મુશ્કેલીઓનો તોડ આઝાદી છે. આઝાદીજ મુસલમાનોને વર્તમાન સંકટોમાંથી મુકિત અપાવી શકે છે. મુસલમાનોની પડતી નિર્ધનતા અને દુઃખોનું નિવારણ આઝાદી અને માત્ર આઝાદીજ છે. સ્વતંત્ર રાજ્ય જેવું કે અમે ઉપર લખી ગયા છીએ તે ચાર તત્વો ઉપર રચાયેલું હોય છે.

(૧) આઝાદી.

(૨) ઇલાકો

(૩) સંગઠન

(૪) પોતાની હુકુમત

અહિં હિંદમાં અમારો સંબંધ બીજી કવમો સાથે પણ જોડાયલો છે. અમારી તકદીરનું બનવું-બગડવું બીજાઓની સાથે પણ છે. હવે સવાલ આ છે કે અમારા જીવવા માટે કયો માર્ગ ખુલ્લો છે? શું અમને સ્વતંત્ર રિસાયત કાયમ કરવી જોઈએ અને તે કેવી રીતે કાયમ થઈ શકે છે? બીજો સવાલ અમારી સમક્ષ આ છે કે શું બીજી કોમો સાથે મળીને એક સંયુકત રીયાસત કાયમ કરવાથીય અમે અમારા અમર વ્યકિતત્વ માટે સંપુર્ણ સ્વતંત્રતા પામી શકીએ છીએ.

**આઝાદીના બે માર્ગ:** આજે આઝાદી હાસીલ કરવાના સામાન્યના બેજ માર્ગ દેખાડવામાં આવે છે. (૧) બંધારણીય, (૨) બીન બધારણીય

**(૧) બિન બંધારણીય:** કેટલાક સમય પહેલાં ગુલામી અને પરાધિનતા પન્જાથી મુકિત પામવા માટે દુન્યા આ રીતીને અપનાવી રહી હતી. એની મતલબ સશસ્ત્ર બનીને હાકિમની વિરૂધ લડાઇ જગાડવાની છે. એની નિતિ અહિંસા રહિત હોય છે. એની તાત્કાલીક અસર એક મહા ઈન્કિલાબમાં પરિણમે છે. કવમના હાકિમની સત્તા એકાએક વિનાશી જાય છે. જો ઈન્કિલાબી ચળવળ પરાજીત થઈ જાય તો, દેસ અને કોમને હાકિમના હાથે અખુટ નુકસાન પહોંચે છે.

**બંધારણીય:** સભ્યતાના વરૂઓયે પરાધિન પ્રજાને મજબુત પકડમાં લેવા માટે અને ક્રાંતિમય ચળવળોથી બચવાને એક નવો માર્ગ ખોલ્યો છે, જેને આઝાદીની બંધારણીય લડાઈનું નામ આપવામાં આવ્યું છે. આ બંધારણીય લડતના મયદાન, એસેમ્બલી અને કાઉન્સિલ હોલ છે, જ્યાં શબ્દોની ગોળાબારી કરવામાં આવે છે. જીભ કામ કરે છે પરંતુ હાથ હિલાવવાની મનાઇ હોય છે. રાજ્યકર્તાની જાદુગરીથી

પરાધિન કોમ ઇન્કીલાબી ચળવળ અને હિમ્મત તેમજ સાહસની બરકતોથી ગાફિલ થઇ જાય છે અને તેની કાર્યપધ્ધતિ માત્ર બંધારણીમય કાર્યવાહીના રૂપમાં ફેરવાઇ જાય છે.

કુદરતે હિન્દમાં એવા તત્વો એકઠા કરી દીધા છે કે જેમના કારણે બંધારણીય લડતનું અહીં સફળ થવું બાહ્ય રીતે અશકય દેખાય છે. આજ પહેલાં એ રીતે જે પગલાં ભરવામાં આવ્યા તે નિષ્ફળજ નિવડયા. એની વિરૂદ્ધ બંધારણીય લડત ધીમે ધીમે ફુલતી ફાલતી જાય છે. જે હિન્દની સ્વતંત્રતાને દિવસોના બદલે મહીનાઓ અને મહીનાઓ બદલે વર્ષોના માર્ગ સુધી દુર ફેંકી દે છે. અમારા "મહેરબાન" આકાએ કૃપા કરીને હિન્દ માટે એજ દરવાજો ખોલી દીધો છે, જે તરફ આરામ-ચાહક લોકો તરતજ ધસી ગયા. જયારથી આ બંધારણમય સુધારાઓ શરૂ થયા છે અમારા દેશના મુત્સુદીઓ માર્ગદર્શકોની સઘળી તવજ્જુહ એ તરફ આકર્ષાઇ ગઇ છે. સામાન્ય જનતાને પણ **હિંસક** રીતિ વિચિત્ર દેખાવા લાગી છે પોત પોતાની ગુલામીના રોગની દવા એનેજ સમજે છે, એ માટે અમને પણ એ તરફ આવવું પડે છે.

**અમે પણ આઝાદ-પ્રેમી છીએ :** (૧) મુસલમાન માટે દુન્યામાં માત્ર એજ માર્ગ છે કે યા તો, તે આઝાદ થાય અથવા આઝાદીના માર્ગમાં કપાઇ મરે. ત્રીજો માર્ગ ઇસ્લામે એ બાબતમાં દેખાડયોજ નથી. એટલે બીજી કોમો આઝાદી ચાહે અથવા ન ચાહે, મુસલમાન મઝહબી રીતે પણ મજબુર છે કે તે આઝાદીની જંગ લડે. કોઇ સાચો મુસલમાન ગુલામીપર કદી રાઝી થઇ શકતો નથી. જે મુસલમાનના દિલમાં રાઇ જેટલોય ઇમાન હશે તે, એક સેકન્ડ માટે પણ આ નહિંજ ચાહશે કે તે બીજાઓની ગુલામી કબુલ કરે.........................

(૨) બીજી તરફ અમે–આપણુ જાણીએ છીએ કે માત્ર અમારી ગુલામીના કારણે બીજા દેશોના મુસલમાનોપર મુસીબતો આવે છે અને આવી છે.

(૩) અમે આ સ્હેજે નથીજ દેખી શકતા કે અમારા દેશના ધનથી પારકાઓ લાભ ઉપાડે. અમે મેહનત કરીએ, મજદુરી કરીએ, દરેક દુઃખ અને સંકટ વેઠીએ અને તેનો ફાયદો બીજાઓ ઉપાડે..પયદા અમે કરીએ અને પેટ બીજાઓ ભરે. અમને મુર્ખ અને ઉલ્લુ બનાવે તેમજ અમારી ઠઠ્ઠા કરે.

એ માટે અમારી આ ધાર્મિક અને નૈતિક ફર્ઝ છે કે અમે અમારી... ......મુક્તિ હાસીલ કરીએ. અને બીજાઓની મુસીબતોના કારણુ ન બનીએ પેટ ભરીને જમીએ અને દેશની ઉન્નતી સાધવાની રાહ પયદા કરીએ.

પરંતુ આઝાદીની ધુનમાં અમે અમારા ઉદ્દેશસ્થાનને ભૂલી ન જઇએ. અમને અમારી આઝાદીનો ખરો હેતુ આપણી સમક્ષ રાખીને ચાલવું જોઇએ. આઝાદીના નામે અમને દયાજનક રીતે મુર્ખ બનાવવામાં આવ્યા છે અને અમારાથી દરેક અયોગ્ય લાભ ઉપાડવામાં આવ્યો છે/ અમારાથી માલી અને જાની કુરબાનીઓ લેવામાં આવી છે. પરંતુ આ વાતો ક્યાં સુધી થશે? એ માટે આઝાદીની રાહમાં હવે અમને ચારે કોર દેખીને પગલાં ભરવા જોઇએ કે જેથી ક્યાંક ભટકી ન જઇએ અને અમારી સઘળી કોશિશો અને કુરબાનીઓ પહેલાની પેઠે એળે ન જાય.

**અમેઃ** હિન્દમાં મુસલમાનની બે હયસીયત છે.

(૧) હિન્દુસ્તાની હોવાની હયસીયત.

(૨) મુસલમાન હોવાની હયસીયત

**(૧) હિંદુસ્તાનની હયસીયત :** આ હયસીયતથી અમે બીજી કામની પેઠે ગુલામ છીએ અને અહીંની સઘળી વસનારી કોમો સાથે દરેક બાબતમાં ભાગીદાર ! "દેશ પર તબાહી આવશે તો, અમો પણ બધા તબાહ થઇ જશું. દેશ લુટાઇ જશે તો, અમે પણ તેના ભોગ બનશું. દેશ નિર્ધનતા અને ભુખમરામાં **સાંપડાશે** તો, અમે પણ ફાકાકશ અને મુફલીસ બની જશું. દેશપર જેટલા સંકટો અને આપત્તિયો આવશે, જેટલી લઅનતોની વૃષ્ટિ થશે તે સર્વમાં અમને એક સરખો ભાગ મળશે." હિન્દુસ્તાનના રહેવાસી તરીકે હિન્દના જેટલા રાજકીય અને **નિર્વાહમય** વીષયો છે તે બધેબધ અમારી કોમ અને બીજી હિન્દી કોમો વચ્ચે સાંકળાયલા છે. જેવી રીતે તેમની ભલાઇ અને બેહબુદી હિન્દની આઝાદી સાથે સુબંધિત છે એવીજ રીતે અમારા હલન-ચલન અને કથનનો આધાર પણ આઝાદી પર છે. સઘળાની સાથે અમારી બેહતરી પણ એમાંજ છે કે દેશ ઝાલીમોના પન્જામાંથી મુક્તિ પામે અને તેના સાધનો, તેની ઉત્પત્તિ વગેરે હિન્દુસ્તાનીયોના લાભ તેમજ ઉન્નતિ માટે ઉપયોગાય. એ કારણે બીજી કોમો સાથે મળીને હિન્દની સ્વતંત્રના માટે પ્રયત્નો કરવા સુલાભકીયજ છે.

**(૨) બીજી હયસિયતઃ** આ હયસીયતમાં અમારા વિષયો જુદાજ છે, જેનો સંબંધ માત્ર અમારી સાથેજ છે અને બીજી કોઇ કોમ તેમાં ભાગીદાર નથી. ગુલામીએ અમારી કોમની નૈતિકતા, સંસ્કારિતા, સભ્યતા સૌજન્યતા અને જીવન ધોરણતાને મહાનતર નુકશાન પહોંચાડ્યું છે. તે બુન્યાદો, જેમનાપર અમારી ઇસ્લામીઅત અને કવમીયત કાઇમ હતી, તેમને દોઢસો વર્ષની ગુલામી ઉધર્ઇની પેઠે ખાઈ ગઇ છે. આ ગુલામીની આસરે અમને અન્દર પેઠે ગયર મુસ્લિમ બનાવતી જઇ રહી છે.

અમારા દિલ અને દિમાગની તે જડો, જેમનાથી ઈસ્લામીયતનું વૃક્ષ ફાલે-ફુલે છે, નિર્બળ અને શુષ્ક થતી ચાલી છે. અમને તે નિશો પીવડાવવામાં આવ્યો છે અને પીવડાવવામાં આવી રહ્યો છે જે, અમારામાં એવું પરિવર્તન કરી દેશે કે અમે અમને પોતાને **પોતેજ** બરબાદ કરી દેશું. હકીકત સુર્ય સમાન પ્રકાશિત અને દૃષ્ટિ સમક્ષ છે. પરિસ્થિતિ એજ રહી તો, આ કાર્યતાની પુર્ણાહુતી અત્યંત નિકટમાં છે. જલ્દીજ અમારી ભુમીકા પોતાની મેળે ગયર મુસ્લિમ બની જશે અને કદાચ ગણત્રીના થોડાક જીવ અમારી મહાનતર કોમની કબ્રપર વ્યર્થ અશ્રુ ખડકવા માટે બાકી રહી જશે."

આ બે હયસિયતના કારણે મુસલમાન આઝાદીને બે દૃષ્ટિ બિન્દુએ દેખે છે તે એવી આઝાદી ચાહે છે જેના પરિણામે માત્ર હિન્દુસ્થાનીજ મુકિત ન પામે બલ્કે, "હિન્દુસ્તાની" સાથે મુસ્લિમ-મુકિત પણ હોય એ માટે મુસલમાનની મન્ઝિલ, મુસલમાનનો મુખ્યોદ્દેશ, એક દેશપૂજકના મુખ્યોદેશ સાથે ટકરાય છે.

## એકત્ર કોવમીયતનો ઢોંગ !

હવે અમને આ દેખવું છે કે હિન્દમાં "મુસ્લિમ-મુકિત" કેવી રીતે મળી શકે છે? શું બીજી કોમો, જે આ સમયે અમારી સાથે શરીક છે, તેમની સાથે મળીને સંયુકત લડતથી અમે તે મુકિત પામી શકીએ છીએ? આ સવાલના જવાબ માટે આ બે બાજુ દેખવી પડશે.

(૧) વર્તમાન રાજકીય દૃષ્ટિ બિન્દુ !

(૨) પાડોશી કોમના નિશ્ચયો !

**રાજકીય દષ્ટિ બિન્દુ:** જુદી જુદી કવમોનું એકત્ર થઇને રહેવાની કલ્પના પહેલાં, સવાલ આ જન્મે છે કે તેઓમાં આપસનું વર્તન કેવું રહેશે ? તેમના માટે કેવી હુકુમત લાભકારક અને તેમની મુશકિલો નિવારણકર્તા થઇ શકે છે? એ વિચારને દ્રષ્ટિ સમક્ષ રાખીને જ્યારે હિન્દપર નઝર નાખીએ છીએ ત્યારે સાફ દેખાઇ આવે છે કે વર્તમાન વાતાવરણમાં મુલુકિયત 1 તો, અહિં નિરર્થક છે. ડીક્ટેટરશિપ 2 શકય નથી. હવે બાકી રહી જાય છે પ્રજાસત્તાક 3 તદ્દુપરાંત હિન્દ આ સમયે ધોરણમય ઉન્નત્તિના યુગમાં ચક્ર લઇ રહ્યું છે તેના ધારાઓ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટ 4 ૧૯૩૫............' આ એકટના પાયાનો પત્થર પણ પશ્ચિમી પ્રજાસ-તાક છે. એ માટે શ્રેષ્ઠ એજ દેખાય છે કે પ્રજાસત્તાક હુકુમતની પધ્ધતિપર અજવાળું નાખવામાં આવે અને પછી જોઇએ કે શું ગોજીત પ્રજાસત્તાક. હિન્દને માટે અનુકુળ સિધ્ધ થઇ શકે છે કે નહિ?

## પ્રજા સત્તાક.

પ્રજા-સત્તાક શું છે? પ્રજાસત્તાકની મતલબ, કોમ-દ્વારા, કોમની હુકુમતની થાય છે. પ્રજાસત્તાક, વોટની હુકુમત છે. કોઇ વાતનું બનવું અથવા બગડવું, કોઇ બીલનું પાસ થવું અથવા ઉડી જવું,સર્વના મતો

1. Monarchy 2. Dictatorship 3. Democracy.
4. Government of India Act. 1935.

પર આધાર છે. જ્યાં સુધી સિધ્ધાંતોનો સંબંધ છે, પ્રજાસત્તાક, એક રહમત માનવામાં આવે છે,પરંતુ સક્રીય દુન્યામાં એનો અનુભવ ઘણોજ કડવો સિધ્ધ થયો છે. બહુમતિ દેશની લગામ સંભાળીને કોમના ભાગ્યને........થોડા હાથોમાં સોંપી દે છે અને થોડાક ગધેડા, સિંહોની કોમપર રાજકર્તા થઇ જાય છે. લઘુમતીનો આવાઝ રણની ઘોષણા બનીને રહી જાય છે અને મહાનમાં મહાન વ્યકિતઓને આગળ વધવા તેમજ કોમની સેવા કરવાની તક સાંપડતી નથી.

**પ્રજાસત્તાકના સિધ્ધાંતઃ** "પ્રજાસત્તાકના સિધ્ધાંત શું છે અને કયા પદાર્થોથી પ્રજાસત્તાકની નૌકા કિનારે સહી સલામત પહોંચી શકે છે?" એ ખરા અર્થોમાં સમજવા માટે અમને તે લોકો તરફ લક્ષ આપવું પડે છે, જેમનાથી પ્રજાસત્તાકની બુન્યાદ સક્રીય રૂપમાં પડી... .........જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીએ પોતાના "હિન્દ સુધારા" સંબંધીના રિપોર્ટમાં પ્રજાસત્તાકનું ચિત્ર એવી રીતે દોર્યું છે.1

" પાર્લામેન્ટરી હુકુમતની જે મતલબ જોડયા રાજ્યોમાં સમજ-વામાં આવે છે, તે મુજબ ચાર જરૂરી તત્વોના મીલનથી કામ ચાલે છે. એટલે :

1 બહુમતિની હુકુમતનો સિધ્ધાંત.

1 Joint Parlamentary committee report on Indian constitutional Reforms vol. I. Part 1. Page 11.

(૨) લઘુમતિ તરફથી પરવાનગી કે તે પ્રાસંગિક બહુમતિના ફયસ્લાઓ મન્જુર કરશે.

(૩) મ્હોટી મ્હોટી રાજકીય જમાતોની હસ્તી, જેમનામાં કોમ વાદ લાભના બદલે પોલીસીની વીશાળ બાબતોમાં મતભેદને અંગે ભિન્નતા હોય અને

(૪) અંતમાં એવા વર્ગનું, હોવું, જે કોઇ જમાતનો કાયમનો તરફદાર અને તાબેદાર ન હોય અને પોતાના રાજકીય વીચાર બદલતો રહે અને એવીજ રીતે ચોમેરની તે હરકતોથી, જેમનામાં સરખાપણું ન હોય, પ્રાકૃતિક રીતે અલગ રહીને, નૌકાના સમતોલપણાને કાયમ રાખી શકે." (પહેલો ભાગ, પહેલું પ્રકરણ, અગ્યારમું પૃષ્ઠ)

**(૧) બહુમતિની હુકુમતનો સિધ્ધાંત:** એની મતલબ આ છે કે વધુ મતોને હંમેશા સરસાઈ રહે છે. જે જમાતને વધુ મત મળશે, તે સત્તા ઉપર આવશે. તેજ જમાત પ્રધાન મંડળ રચશે અને વડા પ્રધાનની ચુંટણી કરશે. હુકુમતનો યંત્ર ચલાવશે. પરંતુ જો કોઇ વેળા વિરોધીઓના મતોની સંખ્યા વધી જશે તો વિરોધીઓ પોતાના પ્રધાન મંડળ રચશે. કોઇ પાર્ટીને કોઇ હક રહેશે નહિ કે તે પોતાના થોડા મતો સાથે હુકુમત કરે.

**(૨) લઘુમતિની રઝામન્દી:** લઘુમતીની રઝામન્દી કે તે પ્રસંગાનુસાર તે બહુમતીના ફયસ્લા મન્ઝુર કરશે. એની મતલબ આ છે કે તે જમાઅત જે, લઘુમતીમાં છે અર્થાત જે અર્ધાથી ઓછા મત ધરાવે છે તેને બહુમતીનો દરેક ફયસલો સ્વીકારવો પડશે. પછી જોઇએ તે ફયસલો કેવો પણ હોય. એટલે જો બહુમતીનો કોઈ ફયસલો લઘુમતીના

લાભની વીરૂધ હોય તોય તે તેને મન્ઝુર રાખવો પડશે, બીજા શબ્દોમાં મતોનો ફયસલો છેલ્લો અને અટલ હોય છે. લાભ અને નુકશાન, બુધ્ધિ અને પુરાવા, દીમાગ અને મેહનત, સઘળી કોમી અને દેશકીય બાબતો અભડાઇપર ચઢાવી દેવામાં આવે છે. કોઈ વાતનું કરવું અથવા ન કરવું કોઇ કાનુનને યોજવો અથવા કોઈ વર્તમાન કાનુને રદ કરવો એ બહુમતીનું કામ હોય છે. દરેક હલન, ચલન અને ચળવળનું ઝરણું બહુમતીજ હોય છે. બહુમતી જ્યાં સુધી બહુમતી રહે છે, ત્યાં સુધી લઘુમતીનો પુકાર અરણ્યમાંનો પુકાર બનીને રહી જાય છે. લઘુમતી રડાપીટ કે ચીખ પુકાર તેના ફયસલાને બદલી શકતી નથી. તે ત્યાં સુધી એક નિષ્ક્રીય અંગ સમાન જ હોય છે. ટુંકમાં દેશની એકલી માલીક બહુમતી હોય છે, રાજ્ય બહુમતીના હાથમાં હોય છે. કાનુન બહુમતીના હાથમાં હોય છે અને સત્તા બહુમતીની જ હોય છે.

(૩) **મ્હોટી મ્હોટી રાજકીય પાર્ટીઓ** : તે મ્હોટી મ્હોટી રાજકીય પાર્ટીઓનું અસ્તિત્વ, જેમનામાં ફીકોવાર લાભના બદલે પોલીસીને વિશાળ બાબતોમાં મતભેદના સબબે અલગપણું હોય, એનો અર્થ આ છે કે રાજકીય જમાઅતો, રાજકીય પ્રોગ્રામ મુજબ બનવી જોઇએ. રાજકીય જમાઅતોની બુન્યાદ ધર્મ, સંસ્કાર અને સભ્યતા, ભાષા વગેરે નહી હોવી જોઇએ, બલ્કે તેમનો પાયો કોમી પ્રોગ્રામ હોવો જોઇએ. જાણે પ્રજાસત્તાક એ વાત ચાહે છે કે જ્યાં સુધી રાજકીયતાનો સંબંધ છે દેશકીય મુઆમીલાઓમાં મઝહબ, કલચર અને સંસ્કૃતી વગેરેના ફર્કને બીલકુલ દખ્લ હોવો જોઇએ નહી. **પ્રજાસત્તાકની બુન્યાદ, એજ સિધ્ધાંત છે.** જ્યાં ધર્મ અને કલચર વગેરેને રાજકીય જમાઅતો સાથે સંબંધ રહેશે ત્યાં પ્રજાસત્તાક કદીય ફાલી ફુલી શકશે નહિ.

(૪) **એવા વર્ગની હસ્તી,** જે કોઈ રાજકીય જમાતનો કાયમ તરફદાર અને તાબે ન હોય અને જે પોતાના રાજકીય વીચાર પલટાવી શકતો રહે. એવી રીતે ચોમેરની તે હરકતોથી જેમનામાં સરખાપણું ન હોય, પ્રાકૃતિક રીતે અલગ રહીને જહાઝના સમતોલપણાને સાચવી શકે. એના અર્થ આ છે કે મત આપનારા લોકો એવા હોય જેઓ મઝહબ અને સંસ્કૃતિ વગેરેને પોતાના રાજકીય મતમાં દખલ આપવા ન દે. એટલે તેમનો રાજકીય મત ધર્મ અને કલચર વગેરેની અસર વિહોણો હોય જેનું પરિણામ એ આવશે કે તે દેશના લાભ અને કોમ ફાયદાની ખાતીર પરિસ્થિતિ મુજબ પોતાના રાજકીય મત બદલતા રહેશે. જો બહુમતિ કદી પોતાની સત્તાના મદમાં છકી જાય અથવા દેશના લાભની વિરૂધ કદમ ઉઠાવે તો, આ લોક પોતાના મત લઘુ મતિને આપીને બહુ મતિને પરાજીત કરશે. એવી રીતે બહુમતિને, બહુમતી બનવાની તક મળી શકે છે. જો આજે લીબરલ બહુમતીમાં છે તો, કાલે કન્ઝર્વેટીવને બહુમતિ બનવાનો ચાન્સ સાંપડી શકે છે. પરિણામ આ આવે છે કે બહુમતિને દેશકીય લાભની વિરૂધ્ધ કોઇ કદમ ઉઠાવવાની હીમ્મત નથી પડતી અને દેશ ઉન્નતીના ધોરી માર્ગે આગળ અને આગળ વધતું ચાલ્યું જાય છે.

## શું પ્રજાસત્તાક, હિન્દને અનુકુળ છે?

ભૌગોલીક દ્રષ્ટિએ હિન્દ, એક દેશ છે પરંતુ રાજકીય દ્રષ્ટિ બિન્દુએ હિન્દ કેટલાક વિભાગમાં વ્હેંચાયલું છે, જે ઇતીહાસ, સમાજ, ધર્મ, ભાષા વગેરે વગેરેને અંગે એક બીજાથી ભિન્નતા ધરાવે છે. અહીં જમાઅતોથી જે મતલબ પશ્ચિમમાં લેવામાં આવે છે, તે મુજબ રાજકીય જમાતોનું બિલકુલ અસ્તિત્વ નથી અને ન અહીં એવા વર્ગની

હસ્તી છે જે, પોતાના રાજકિય મત બદલે છે. 1 અહિં રાજકીય મતભેદના બદલે ધર્મ, નસ્લ, તમદ્દુન અને ભાષાના મતભેદ છે. અહિં હિન્દુ મુસ્લિમોની આપસમાં વિરૂધ્ધતા છે જે માત્ર બે ધર્મો નહિ, બલ્કે બે સંસ્કૃતિઓ અને બે ભાષાઓના પ્રતિનિધી છે. અહિં એવી લઘુમતીઓ મવજુદ છે જે બીજાઓ સાથે સંબંધ અને મૈત્રી નથી ધરાવતી. એટલે અહિં રાજકીય જમાઅતોમાં ધર્મ, સંસ્કૃતિ અને ભાષાના વિષયને અંગે તફાવત છે, કોઈ રાજકીય સક્રીય વિષયને અંગે, તફાવત નથી જ એ માટે પબ્લિક પોતાનો રાજકીય મત કદી બદલી શકતી નથી. હિન્દુ હમેશા હિન્દુને જ મતો આપશે . ...........અને એજ આશા મુસલમાનોથી રાખવી જોઇએ. એનું અનિવાર્ય પરિણામ આ છે કે અહીંની બહુમતી હમેશા બહુમતી જ રહે અને લઘુમતી હમેંશા લઘુમતીજ થઇને રહે. અંતે બહુમતી કાયમ રીતે સત્તાધિશ થશે અને લઘુમતી પ્રજાસત્તાકનો ભાગ બનીને હમેશા માટે બહુમતીની ગુલામીની હાંસલી પોતાના ગળામાં નાખી લેશે.

સારાંશ પ્રજાસત્તાક અમારા દેશની ગુંચ ઉકેલી શકવાને રહેજે પાત્ર નથી અને અમારી મુશ્કિલોને દુર કરવાના બદલે અમારા માર્ગમાં અગવડો જન્માવી દેશે. એ જોતાં હિંદ માટે (એક યુનિટની સ્થિતિમાં) પ્રજાસત્તાક રહેજે લાભકારક અને મુશ્કિલ-સંહારક થઇ શકતી નથી.

1. The existence of a mobile Political opinion owing no Permanent allegiance to any Party.

## ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટ ૧૯૩૫.

**બંધારણ :** કોન્સ્ટીટયુશન 1 (બંધારણ) ની વ્યાખ્યા જુદા જુદા રાજ-કર્માચારીઓએ ભિન્ન ભિન્ન કરી છે. પરંતુ હમણાં સુધી કોઈ પણ વ્યાખ્યા એવી પરિપુર્ણ રીતે અપાઈ નથીજ કે જે કોન્સ્ટીટયુશનની મતલબ સારી રીતે સમજાવી શકે. સામાન્ય રીતે કોઈ દેશના બંધારણની મુરાદ એક રિવાજ દસ્તાવેઝ હોય છે, જેમાં દેશકીય રાજ્ય સત્તાના રાજકીય ધારાઓ લખેલા હોય છે અને જે એક તરફ લેજીસલેચર 2 (ધારા સભાઓ) એઝેકયુ3ટિવ (કાર્યવાહી) અને જ્યુડેશરી 4 (કોર્ટ) ની સમજણ આપીને, તેમને અસ્તિત્વમાં આણે છે અને બંધારણમય બનાવે છે તેમજ તેમની સત્તાઓની હદોનો ખુલાસો કરે છે. બીજી તરફ દેશના લોકોના રિયાસતને લગતા ખાસ હકોનું સ્પષ્ટિકરણ કરે છે. સારાંશ કોઈ દેશના રાજ્ય-બંધારણનો ખરડો, કોન્સ્ટીટયુશન કહેવાય છે.

**રાજ્ય-બંધારણ 5 :** રાજ્યના જુદા જુદા ખાતાઓની સત્તાઓ અને ફર્ઝો નીયુકત કરીને, તેમની હદબંધી કરે છે. કોઇ રાજ્યના સત્તાધીશો એવા કાનુનોમાં ફેરફાર કરવાનો હક તો, અવસ્ય ધરાવે છે જે તે પોતે બનાવે. પરંતુ રાજકીય બંધારણ તેમની સત્તાની હદમાં નથી. તેઓ સિદ્ધાંતિક રીતે તેમાં કંઇ ફેરફાર કરી શકતા નથી. રાજકીય બંધારણમાં સુધારો વધારો અથવા ફેરફાર એક ખાસ જમાતના હાથમાં હોય છે જેને ધારા ઘડનાર 6 જમાત અથવા કમીટી કહે છે. આ જમાતની નીમણુંક એજ ઉદ્દેશ થાય છે. બીજા શબ્દોમાં રાજકીય બંધારણ પોતાની જગ્યાએ સ્થાયી રહે છે જેમાં, સ્હેજે હેરફેર થઇ શકતો નથી અથવા એમ સમજો કે તે જેવી ને તેવીજ હાલતમાં

---

1 Constitution.
2 Legislature 3 Executive 4 Judiciary 5 Fundamental Law 6 Lonstituent Assembly.

કાયમ રહે છે. દાખલા તરીકે જોડયા રિયાસતોના ફેડરેશનની રાજકીય બંધારણને ન કોઇ રિયાસત બદલી શકે છે અને ન કોંગ્રેસ !

હિન્દના હાલના કોન્સ્ટીટયુશનનું રાજ્ય બંધારણ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટ ૧૯૩૫ છે. હિન્દના કોઈ લેજીસલેચર( પ્રાંતિક અથવા મધ્યસ્થ ) ને અને કોઇ બીજી રાજકીય પાર્ટીને આ બંધારણમાં કોઇ તરહનો પણ ફેરફાર કરવાની રહેજે સત્તા નથીજ.

**ફેડરેશની રાજ્યસત્તા:** 1 આ સમયે હિન્દના ભાગ્યનો ખરડો ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ ૧૯૩૫ ( નવું બંધારણ ) છે. એની રૂએ અહિં ફેડરેશની રાજ્યસત્તા કાઇમ થવી જોઇએ. જેમાં બ્રિટીશ ઇન્ડિયા, પ્રાંતો અને રિયાસતો હિન્દુસ્થાની હિન્દ શામીલ છે એ માટે આવશ્યક છે કે ફેડરેશની ધોરણનું પણ કંઈ સ્પષ્ટિકરણ કરી દેવામાં આવે.

ઐતિહાસીક દષ્ટિએ ફેડરેશની રાજ્યસત્તા, કોઇ નવી વાત નથી, એ બેહદ પુરાણી છે. હા, એ અવશ્ય છે કે દુન્યા એના સક્રીય રૂપથી અઢારમાં સૈકા સુધી અપરિચીત હતી. સૌથી પહેલાં ફેડરેશનની રાજ્યસત્તા પ્રચલિત કરવાનું માન અમેરીકનોને ફાળે આવ્યું છે, જેઓ ઇંગ્લેન્ડની નાગચુડમાંથી છુટી જ્યોર્જ વોશિંગ્ટનની સરદારી હેઠળ અમેરિકન જોડયા રીયાસતો યુનાઇટેડ સ્ટેટસનો પાયો નાખ્યો, અને ફેડરેશની રાજ્યસત્તાની મુર્તિને એક અડગ અને સંગીન રાજ્યસત્તાની શિકલમાં ઢાળીને દેખાડી દીધું

---

1. Federation.

**ફેડરેશની રાજ્યસત્તાનું સ્પષ્ટિકરણ** દુન્યામાં એવી ન્હાની ન્હાની રિયાસતો મવજુદ છે જે ખુદ મુખ્તાર તો, છે પરંતુ એટલી તાકત નથી ધરાવતી કે બહારના આક્રમણનો મુકાબીલો એકલી અલગ અલગ રસ્તે કરી શકે. એથી કરીને પરિસ્થિતી અને સમયની અનિવાર્યતાઓને અંગે રીયાસતો મજબુર થઇ જાય છે કે બહારના દુશમનો અને તેમની અસરથી બચવા માટે કોઇ કરારનામા દ્વારા એક બીજા સાથે જોડાઈ જાય. એવી ખુદ મુખ્તાર રિયાસતોને એકજ દોરીમાં બંધાઇ જવાને ફેડરેશન કહે છે.

ધારા યોજકોના દ્રષ્ટિ બિન્દુએ ફેડરેશન બે વાતોપર રચાય છે. ૧ ઇલાકાઓનું અસ્તિત્વ, જ્યાંના રહેવાસીઓમાં ઐતિહાસીકતા, ભૌગોલિકતા, ધાર્મિકતા સાથે બોલન અને ચલનની રૂએ આપસમાં એવી યોગ્યતા ધરાવતા હોય કે તેઓ એકજ કવમીયતને કબુલ કરવાનું લક્ષણ ધરાવતા હોય. ૨ તે દેશો અથવા પ્રાંતોના રહેવાસીઓ આપસમાં રાજકીય જોડાણ તો, ચાહતા હોય............પરંતુ એકતા અથવા એક થવાના ચાહક ન હોય. બીજા શબ્દોમાં તેઓ એક કવમિયતની લાગણી અવસ્ય ધરાવતા હોય પરંતુ, સાથેજ તેઓ વ્યકિતગત રીતે દેશની આઝાદી અથવા પોતાની પ્રાંતિકતાને કાયમ રાખવા માગતા હોય, તેઓ કોમ પરસ્તીની લાગણી-સુરાના મસ્ત અવસ્ય હોય છે પરંતુ એની સાથેજ તેઓ પોતાની પ્રાંતિય-વિભુતિનેયે તજવા તૈયાર હોતા નથી. ફેડરેશન આ બન્ને વિરોધી તત્વોને આપસમાં જોડી દે છે, મતલબ કે ફેડરેશન, એક એવી મશીનરી છે જે, કવમીયત અને સુબાઇયત (પ્રાંતિકતા) નું સમતોલપણું જાળવી રાખે છે. કવમીયત અને સુબાઇયતનો જોડાણથી એક નવી રિયાસત ( કવમી અથવા મરકઝી ખાતું )

હસ્તીમાં આવે છે. જોડાનારા દેશો પોત પોતાની હદોની અન્દર તો, ખુદ મુખ્તાર હોય છે પરંતુ ખારિજી (બાહ્ય) અને અસકરી (સૈનિક) મુઆમિલાઓ—જેમનો સંબંધ કવમીયતથી હોય છે–મરકઝી અથવા રીયાસતના હાથમાં ચાલી જાય છે.

ફેડરેશન સામાન્ય રીતે આઝાદ હુકુમતો વચ્ચે કરારનામાંથી કાઇમ થાય છે. જેની રૂએ તેઓ પોતાની રાજકીયતાનો એક ખાસ ભાગ કુરબાન કરીને મરકઝી 1 ખાતું ( સેટ્રલ સ-તા ) ને આપી દે છે. એવી રીતે કુલ રિયાસતો રાજ્ય કારોબાર બે ઝાતની હુકુમતો મળીને ચલાવે છે. એક મરકઝી ( સેટ્રલ ) અથવા કોમી હુકુમત, જે સમુહી રીતે અખિલ દેશની રાજ્યકર્તા માનવામાં આવી છે અને બીજી ઇલાકા અથવા પ્રાંતોની હુકુમત, જે ઇલાકાઓમાં પોતાનું કામ કરે છે. તે બાબતો. જેમનો સંબંધ કોમી લાભો સાથે છે તે, મરકઝી હુકુમત ( સેટ્રલ રાજ્ય સ-તા ) ને સોંપી દેવામાં આવે છે. દાખલા તરીકે નૈતીક અને બાહરના મુઆમિ-લાઓ ! પ્રાંતિય રાજ્ય સ-તાઓને આ બાબતોની હદમાં કદમ રાખવાનો હક પ્રાપ્ત નથી. બાકીની બાબતો અથવા તે બાબતો, જેમનો સંબંધ બહુધા પ્રાંતિય મુઆમિલાઓ સાથે હોય છે તે, પ્રાંતિય રાજય સ-તાની હદમાં આવી જાય છે. સેન્ટ્રસ હુકુમત અને પ્રાંતિય હુકુમતની સ્પસ્ટ તશરીહ (સ્પષ્ટિકરણ) કરી દેવામાં આવે છે અને ફેડરેશનની સઘળી શર્તો લખાણમાં આવી જાય છે. આ લખાણને આ ફેડરેશનનું બંધારણ કહે છે અથવા તે કરારનામું જે, તે રીયાસતો અથવા પ્રાંતો વચ્ચે થાય છે. રાજ્ય બંધારણ કોઇ રિયાસતના સુધારા વધારા અથવા ફેરફારથી પર હોય છે. અને કોઇ ફેરફારની શકયતા બહુજ ઓછી રાખવામાં આવે છે.

1 Federal High Court.

ફેડરેશની અથવા સેંટ્રલ હુકુમતનો રાજ્ય કારોબાર ત્રણ વિભાગમાં વ્હેંચાયલો હોય છે. (૧) ધારા સભાઓ, (૨) કાર્યવાહી સમીતી અને (૩) વડી કોર્ટ. એવીજ રીતે પ્રાંતોમાં પણ પ્રાંતીય કારોબાર ચલાવવાના કામ એવા પ્રાંતિક ખાતાઓને સોંપવામાં આવે છે. પ્રાંતોના આપસના અથવા મરકઝી અને સુબાજાતી હુકુમત વચ્ચેના તકરારી મુઆમિલાઓનો ફયસ્લો વડી કોર્ટ કરે છે અને તેનો ફયસ્લો અંતિમ હોય છે. વડી કોર્ટ ફેડરેશની બંધારણના સમતોલપણાને કાઇમ રાખનાર પૈડાંનું કામ આપે છે

**કોન્સિલ અને એસેમ્બલિ :** ફેડરેશનની **સઘળી રિયાસતો વિસ્તાર અને સ-તાના હિસાબે** સમાન નથી હોતી. કેટલીક વધુ વિશાળ ગીચ આબાદીવાળી અને વધુ આવકવાળી હોય છે. એના મુકાબિલામાં બીજી રિયાસતોનો વિસ્તાર અને આબાદી ઓછી પણ હોઈ શકે છે. તેમના ખુશાલીના સાધન બહુ ઓછા અને આર્થિક-તામાં તે બેહદ્દુ નિર્બળ હોય છે. એ માટે મરકઝી હુકુમતની ધારા સભાઓમાં જો એકજ આલય 1 રાખવામાં આવે અને પ્રતિનીધિત્વનો આધાર આબાદી, વિસ્તાર કિંવા દવલત કરાવવામાં આવે તો ગીચ વસ્તીવાળી મ્હોટી અને ખુશાલ રિયાસતો ધારા સભાઓપર કબ્જો કરી લેશે અને જો પ્રતિનિધિત્વનો મદાર ગણત્રીના એક સરખાપણા પર રાખવામાં આવે તો, મ્હોટી રિયાસતો નુકસાનમાં રહે છે. આ બન્ને રૂપ સઘળી રિયાસતો માટે આસ્વીકાર્ય અને અમલને અપાત્ર હોય છે, જેથી કરીને એક વચલો માર્ગ ધારણ કરવામાં આવે છે. એટલે સેન્ટ્રલ ધારાસભાઓના બે આલય બનાવવામાં આવે છે. એક એસેમ્બલી અને બીજું કોન્સિલ કહેવાય છે. એસેમ્બલી અને

1 One Chamber.

રિયાસતોને વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ આપવામાં આવે છે અને કૌન્સિલમાં વસ્તી, વિસ્તાર અને દવલતંને એક કોરે મુકી, સઘળી રિયાસતોને સમાન પ્રતિનિધિત્વ હક આપવામાં આવે છે. આ રીતિથી પ્રાંતો અને રિયાસતોનું સમતોલપણું આપસમાં કાયમ રહે છે અને કોઇ એવો કાનુન પાસ નથી થતો જે, એક રીયાસત માટે લાભકારક હોય અને બીજી માટે નુકસાન કર્તા!

## હિન્દનું ફેડરેશન

૧૯૩૫ નું નવું બંધારણ બ્રિટીશ-હિન્દ અને દેશી-હિન્દમાં એક નવી રાજ્ય પોલીસીને રિવાજ આપવા ચાહે છે. હિન્દ બે વિભાગમાં વ્હેંચાયલું છે. (૧) દેશી-હિન્દ (દેશી રિયાસતો) જે દેશી રાજ્યકર્તાઓના કબ્જામાં છે. (૨) બ્રિટીશ હિન્દ, જે અંગ્રેઝના કબ્જામાં છે.

**૧–બ્રિટીશ હિન્દ:** ગવર્નરોના પ્રાંતો: બંગાલ, આસામ, બિહાર, મદ્રાસ, ઓરીસા, સિન્ધ, સી. પી., યુ. પી; પન્જાબ અને સરહદ, અને

**૨–ચીફ કમિશનરોના પ્રાંતો:** દિલ્હી, અજમેર, મારવાડ, બલુચિસ્તાન, કોર્ગ, આંડામાનના ટાપુઓ અને પન્થ પીપલોડા.

૧૯૨૭ ના એપ્રીલ પહેલાં બ્રિટીશ હિન્દ યુનીટરી ગવર્નમેન્ટની સત્તા હેઠળ હતું. હવે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટ ૧૯૩૫ ની રૂએ એક ફેડરેશનમાં શામીલ કરી લેવાનું કદમ ઉઠાવવામાં આવ્યું છે. જેમાં ગવર્નરોના પ્રાંતો, ચીફ કમિશ્નરોના પ્રાંતો અને તે દેશી રીયાસતો જેઓ ફેડરેશનમાં શામીલ થવા તૈયાર હોય. શામીલ થશે. ફેડરેશન સામાન્ય

1 Unitary Government.

રીતે સ્વતંત્ર અથવા કમ અઝકમ ખુદ મુખ્તાર હુકુમતો વચ્ચે કરારનામા થી સ્થાપાય છે. તેઓ પોતાની ખુદ મુખ્તારીનો કંઈક હીસ્સો કુરબાન કરીને મરકઝી હુકુમતને સોંપી દે છે. અહીં હિંદમાં દેસી રીયાસતો તો, થોડી ઘણી ખુદ મુખ્તાર છે. બ્રિટીશને જો કે રિયાસતોના બાહ્ય અને સૈનિક મુઆમીલાઓપર પૂરેપુરો કાબુ છે છતાં, પોતાની રિયાસતોની હદોમાં રિયાસતના રાજ્યકર્તાઓ ખુદ મુખ્તાર રાજાઓની પેઠે રાજ્ય કરે છે પરંતુ, ગવર્નરોના પ્રાંતોને એ પણ પ્રાપ્ત નથી. એ માટે એક ફેડરેશનમાં જોડી દેવા માટે ગવર્નરોના પ્રાંતોને કેટલીક હદ સુધી ખુદ મુખ્તાર બનાવી દેવામાં આવ્યું છે અને, પ્રાંતિય હુકુમતો તેમજ સેન્ટ્રલ હુકુમતની બાબતો દરમીયાન એક લાઇન ખેંચી દેવામાં આવી છે કે જેથી દરેક હુકુમત પોતાની સત્તાઓ સ્વતંત્ર રીતે ઉપયોગી શકે.

આ બંધારણમાં કુલ બાબતો, જે અહીં શકય હોઇ શકે છે. લખેલી છે. સંખ્યામાં તે ૧૪૯ છે. તેમાંથી ૫૯ તો, માત્ર ફેડરેશની 1 હુકુમત માટે રિઝર્વ્ડ કરી દેવામાં આવી છે અને પ્રાંતિક 2 હુકુમતોમાં ૫૪ બાબતો છે, જેમાં દરેક પ્રાંતની ધારા સભાઓ પોતાના પ્રાંત માટે કાનુન બનાવી શકે છે. તદુપરાંત એક મિશ્રિત અનુક્રમણિકા 3 છે, જેમાં ૩૬ બાબતો છે. આ અનુક્રમણિકાની બાબતોના દાયરામાં અખિલ હિન્દ માટે અને પ્રાંતિક હુકુમતો પોત પોતાના પ્રાંતોમાં કાનુન બનાવી શકે છે પરંતુ ફેડરેશની હુકુમત અને દેશી રિયાસતની વચ્ચે, જે ફેડરેશનમાં સામીલ હશે, માત્ર એકજ અનુક્રમણિકા હશે. તે રિયાસત થોડીક બાબતો ફેડરેશની હુકુમતને સોંપી દેશે.

---

1 Federal List 2 Provincial List Loncurrent List

પ્રાંતિય હુકુમતો માત્ર પોત પોતાના પ્રાંતો માટે કાનુન બનાવી શકે છે. ફેડરેશની હુકુમતનો કાનુન, અખિલ હિન્દ માટેનો કાનુન હશે. ભેગી અનુક્રમણીકાની બાબતો સંબંધી, જ્યારે કોઈ ફેડરેશની કાનુન અને પ્રાંતીય કાનુનમાં ટક્કર થશે ત્યારે, પ્રાંતીય કાનુન તે હદ સુધી જ્યાં સુધી તે ફેડરેશની કાનુન સાથે ટકરાશે, રદ થઈ જશે. બીજા શબ્દોમાં ફેડરેશની હુકુમતનો પ્રદેશ ખાતા અને લશ્કરી ખાતા વગેરેના મુઆમીલામાં પ્રાંતો પર પુરેપુરો કાબુ રહેશે.

**નવું બંધારણ અને મુસલમાન :** નવા બંધારણે હિન્દનું રાજકીય બંધારણ બદલી નાખ્યું છે અને વર્તમાન બંધારણની મુખ્યતાઓ નીચે મુજબ છે.

(૧) પ્રજાસત્તાક સિધ્ધાંત

(૨) પ્રાંતિક આપ સત્તા

(૩) સેન્ટ્રલ હુકુમત (ફેડરેશન)

**પ્રજાન્સત્તાક સિધ્ધાંત :** એ ઉપર સંપુર્ણ અજવાળું પાડવામાં આવી ચુકયું છે. આ દ્રષ્ટિબિન્દુ પશ્ચિમ પ્રજાસત્તાકનો છે. એની સફળતા અને લોકપ્રિયતા માટે હિન્દમાં એક પણ તત્ત્વ મવજુદ નથી. યુરોપ, અમેરીકા અથવા ઓસ્ટ્રેલીયા વગેરે જ્યાં જ્યા પ્રજાસત્તાક રાજ્ય કાયમ છે ત્યાંના લોક એકજ નસ્લ, એકજ સંસ્કૃતિ અને એકજ મઝહબ રાખે છે. ત્યાં સીયાસી (રાજકીય) જમાતો, સીયાસી પોલીસિની બુન્યાદ પર કાયમ થાય છે, એ માટે પબ્લિકનો રાજકીય મત હંમેશા બદલાતો રહે છે પરંતુ..............

અહિંની રાજકીય હાલત અને બ્રિટીશ વગેરેની રાજકીય હાલતમાં ભોન-વ્યોમનો ફર્ક હોય છે. અહિંની રાજકીય પાર્ટીઓ ધાર્મિક અને સંસ્કારિક વિરૂધ્ધતાએ ઉભી કરવામાં આવે છે. પબ્લિકનો રાજકીય મત બદલાવવાની સ્હેજેય આશા રાખી શકાતી નથી. બ્રિટીશમાં બહુમતી અને લઘુમતીવાળી જમાતો પરિસ્થિતિ અને પરીઘટનાઓ મુજબ લઘુમતી અને બહુમતીમાં બદલાતી રહે છે. જો આજે કન્ઝરવેટીવ (Conservative) હૂકુમત છે તો, કાલે લિબરલ સરકાર સંભવીત છે પરંતુ, આ વાત હિન્દમાં કદી શકય થઇ શકતી નથી. અહિં હિન્દુઓ કાઈમી બહુમતિમાં બદલાઇ જવાની આશા કદીય બાંધી સકાતીજ નથી. પરિણામ એનું આ છે કે મુસલમાનો, જેઓ લઘુમતીમાં છે, હમેશા માટે પરતંત્ર રહેશે. આ કાનુની પરતંત્રતા એવી બદતરીન ગુલામી છે, જેમાં સ્હેજે જાણુ થયા વિના કામોની જડો બિલ્કુલ કપાઇ જાય છે. પહેલાં એક હાકીમ હતો તો, હવે મુસલુમાનોને બે આકાઓની ગુલામી કબુલ કરવી પડશે. અંગ્રેજો અને બહુમતીવાળી કોમ એટલે હિન્દુઓ!

થોડા માસની પ્રાંતિય આપસત્તાધારી હુકુમતથી બહુમતીયે પોતાની કાર્યપધ્ધતીથી આ સુર્યના અજવાળા સમાન પ્રકાશિત કરી દીધું છે કે તે બીન કોમવાદી કાર્ય પધ્ધતી અને સહિષ્ણુતાના ભારને કદીય ઝીલી શકતી નથી. તે પોતાની બુદ્ધિત્વતા, મનોદશા, હલન, ચલન અને કથનમાં નિર્મળ હિદુત્વતાની ઝન્ડાધારી તેમજ પોષક છે. લઘુમતિયો જો તેઓમાં વિશ્વાસ મુકે છે તો, તે ખુદ પોતાને ધોકો આપી રહી છે. કોઈ લઘુમતીએ હિન્દુઓથી કોઇ આશા રાખવી, ખુદ તેની પોતાની મુર્ખતા અને વીનાશ સમાનજ છે.

ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટ ૧૯૩૫, જ્યાં પોતાની આંટી ઘુંટીઓ અને વિશાળતામાં અજોડ છે ત્યાં તે આ વાતમાં પણ અપુર્વ છે કે તેમાં લઘુમતિયોના રક્ષણ અને તેમના હકોના બચાવ માટે કંઇ પણ નથી દરેક વાત અને દરેક બાબતમાં બહુમતીયોની દયા અને માયાપરજ છોડી દેવામાં આવી છે. વર્તમાન પરિસ્થિતિને અંગે જોઇતું તો આ હેતુ કે હિન્દમા એક એવી શકિત હોત, જેની સત્તાઓ સંપુર્ણ હોતે અને જે ટકરાતી લાભકીય બાબતોમાં સમતોલપણું જાળવી શકતે અને તેમનુ રક્ષણ કરી શકતે, જેમની પાસે ન એટલી બહુમતી છે અને ન એટલી અસર કે જેથી તે પોતાને સુરક્ષી શકે. જો બહુમતી, તેના પ્રધાનો અને ધારાસભાઓ પોતાની ફર્ઝો બજાવવામાં પછાત પડતે એટલે લઘુમતીયોના હકકો ડુબાવતે તો તરતજ તે શકતી તાત્કાળીક અને અસરકારક રિતોએ તેમનો બચાવ કરી શકતે. પરંતુ અફસોસ કે અહીં કમઝોરો અને નિઃસહાયોનો કોઇ આધાર નથી. એટલા મ્હોટા એકટમાં લઘુમતીયોના અશ્રુ-લુંછન માટે માત્ર નીચેના શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

પોતાની ફર્ઝો બજાવવા માટે ગવર્નર જનરલના શિરે નીચલી મુખ્ય જોખમદારી રાખવામાં આવી છેઃ

(૧, ૨, ૩,) લઘુમતીયોના યોગ્ય લાભોનું રક્ષણ :

In the Exercise of his discretion the Governer General shall have the special responsibilities, that is to say :—

(a)
(b)
(c) The safe guarding of the legitimate interests of Minorities.

"યોગ્ય" શબ્દ (Legitimate) એવો ગોળ ગોળ, ગુહ્યાર્થી અને શંકાસ્પદ છે કે કોઈ રીતે પણ સંતોષ થઇ શકતો નથી. કોણ કહી શકે છે કે આ હક યોગ્ય અને તે અયોગ્ય છે? યોગ્ય અને અયોગ્યમાં કોણ ફયસલો કરી શકે છે? એનો તો, માત્ર ગવર્નર જનરલની મુખ્ય સમજ શાકતજ 2 ફયસલો કરી શકે છે? અહિં તો, કોઇ કોર્ટને પણ આ હક નથીજ કે તે કોઇ લઘુમતિના હકો અને લાભોને યોગ્ય અને અયોગ્ય ઠરાવી શકે. એક વાત, જે કોઇ લઘુમતિનો યોગ્ય હક સાધારણ સમજવાળો માણસ પણ તરતજ કહી દે કે આ યોગ્ય હક છે, ગવર્નર જનરલ તેને અયોગ્ય ઠરાવી શકે છે. વળી ખુબીની વાત આ છે કે આ એકટ-બંધારણ કિંવા ધોરણમાં કોઇ એવો શબ્દ નથી જે, ગવર્નર જનરલને એમ કરવાથી અટકાવી શકે. બહુમતીયે પોતાના બે વર્ષી હુકુમતના યુગમાં આ વાત સિધ્ધ કરી દીધી છે કે લઘુમતીયોએ તેનાથી કોઇ આશા રાખવી ન જોઈએ. દરેક સ્થળે લઘુમતીયોપર ઝુલ્મો સિતમ ગુઝારવામાં આવ્યા છે. લઘુમતીયોએ બહુ-મતીની તિરસ્કારીત વર્તણુંક અને પોતાના યોગ્ય હકોમાં અયોગ્ય દખ્લગીરી વિરૂધ આવાઝ ઉઠાવ્યો, પ્રોટેસ્ટ કર્યા, સરઘસો કાઢયા, સભાઓ ભરી, ઠરાવો યોજ્યા, ગવર્નરો અને ગવર્નર જનરલને ફરયાદો કરી પરંતુ કોઇએ કંઈ સાંભળ્યુંજ નહિ. બધી ફરયાદો અને પ્રોસ્ટેસ્ટ ઘોષણાઓ અસર–સુની અને લાભ–વિહોણી સિધ્ધ થઇ છે. ન તો કોઇ ગવર્નરે કંઈ સાંભળ્યું અને ન ગવર્નર જનરલે. જો પહેલાંથીજ એવા દમનો ગુઝારવામાં આવી રહ્યાં છે તો, પાછળથી શું થશે? હમણાં તો, પ્રેમ (!) ની શરૂઆત છે.

1 The Govt of India Act, 1935 section 12 c.
2 Discretion.

આગે આગે દેખીએ હોતા હય કયા ?

જ્યાં સુધી આ બંધારણનો સંબંધ છે, લઘુમતીયોની હાલત ઘણીજ ભયકારક છે. તેમના હકો અને લાભો સ્હેજે સુરક્ષિત નથી. લઘુમતીયોને બહુમતીના હુમલાથી બચાવવાને ન તો બંધારણ જોખમદાર છે અને ન ગવર્નર જનરલ સાહિબથી એ આશા રાખી શકાય છે. જો પરિસ્થિતિ એજ રહી તો, લઘુમતીયોનું મૃત્યુ અનિવાર્ય છે, અને એમાં સ્હેજે અતિશ્યોક્તિ નથી. મુસલમાનો અહિં સમુહી રીતે લઘુમતીમાં હોવાથી બહુમતીયોના બાણોના ભોગ બની શકે છે. એ માટે તેમનો પણ એજ હાલ છે, તેમનું પણ એજ પરિણામ નીવડશે. જો મુસલમાનો તબાહીના જીવનને શ્રેષ્ઠ માને છે અને ફના થઇ જવાનું પસંદ કરે છે તો તેઓ આ બંધારણને ખુશીથી કબુલ કરી લે. પરંતુ એ અસંભવિત જ છે. શું મુસલમાનો આ પ્રજાસત્તાકની જાળમાં ફંસાઇને હમેશાની ગુલામી અને પરતંત્રતા સ્વીકારી શકે છે? નહિજ. આરામ ચાહકો અને મખમલી શય્યાઓપર પોઢનારાઓનો આવાઝ, કોમનો આવાઝ નથીજ. મુસલમાનો હવે પોતાની પડતીને સમજે છે અને ભલાઇનો માર્ગ પણ જાણે છે.

**ખુને ઇસ્રાઇલ આ જાતા હય આખિર જોશમેં**
**તોડ દેતા હય કોઇ મુસા તિલિસ્મે સામિરી.**

**ઇકબાલ.**

**પ્રાંતિક આપ સત્તા:** નવા બંધારણ ૧૯૩૫ મુજબ પ્રાંતોને આપ સત્તાવાળી સરકાર મળી ગઈ છે. ૧ લી એપ્રીલ, ૧૯૩૭ થી સક્રીય રીતે પ્રાંતોની આંતરિક વ્યવસ્થા પુરતી હદ સુધી પ્રાંતિય સરકારોના હાથમાં આવી ગઈ છે.

બ્રિટીશ હિન્દ અગ્યાર પ્રાંતોમાં વિસ્તારાયલું છે. હિન્દુઓ સામાન્ય રીતે હિન્દમાં બહુમતિમાં છે અને મુસલમાનો લઘુમતિમાં? સાત પ્રાતોમાં હિન્દુઓની મ્હોટી બહુમતિ છે. ત્યાંની એસેમ્બલીઓમાં કવમવાદી ફયસ્લાની બહુમતિ છે, એ માટે હિન્દુઓ આ સાતે પ્રાંતોમાં નિર્ભયે નિર્મળ હિન્દુ તત્વોથી હુકુમતો કાયમ કરી શકે છે અને કરી . બાકી ચાર પ્રાંતો : સિંધ, સરહદ, પન્જાબ અને બંગાલમાં મુસલમાન બહુમતિમાં છે. પરંતુ અફસોસ પન્જાબ અને બગાલમાં જ્યાં સુધી પ્રતિનિધિત્વને સંબંધ છે. (એસેમ્બલિઓએ) **મુસલમાનોની બહુમતિને લઘુમતિમાં ફેરવી દીધી** છે. બંગાલમાં મુસલમાનોની સંખ્યા બે કરોડ ચોપન લાખ અને તે કુલ કવમોની આબાદીના સેંકડે ૫૪ ટકા, છે પરંતુ નવા બંધારણ(કવમવાદી ફયસ્લા) માં મુસલમાનોને માત્ર સેંકડે ૪૭ ટકા બેઠકો આપવામાં આવી છે. બંગાલ એસેમ્બલીમાં કુલ બેઠકો ૨૫૦ છે અને તેમાંથી ૧૧૭ મુસલમાનોને મળી છે. બંગાલ પ્રાંતિય કૌન્સિલની કુલ બેઠકો ૬૩–૬૫ છે, જેમાંથી મુસલમાનોને માત્ર ૧૭ આપવામાં આવી છે. એવીજ રીતે પન્જાબમાં મુસલમાનોની વસ્તી, કુલ વસ્તીના સેંકડે ૫૬ ટકા છે. પરંતુ તેમને માત્ર સેંકડે ૪૮ ટકા બેઠકો આપવામાં આવી છે. કુલ બેઠકો ૧૭૫| છે, જેમાંથી મુસલમાનોને ૮૪ મળી છે.........મહેરબાનીથી એવી હાલત જન્મી ગઇ છે. જો કે મુસલમાનો બંગાલ અને પન્જાબમાં અસરકારક બહુમતિમાં છે પરંતુ એ છતાંય તેમની કવમી હુકુમતનું કાયમ થવું અત્યંત મુશકિલ છે.

## (૩) ફેડરેશની હિન્દ:

આ સમયે ફેડરેશનની સ્કીમને સક્રીય રૂપ આપવાની કોશીશ કરવામાં આવી રહી છે અને કરવામાં આવશે

યોજેલા ફેડરેશનની સ્થાપના માટે બે શર્તો છે.

(૧) બ્રિટીશ પાર્લામેન્ટની બન્ને ચેમ્બર, શહિન્શાહની સેવામાં નિવેદન રજુ કરે.

(૨) ઓછામાં ઓછી એટલી દેશી રિયસતો (સ્ટેટા) જોડાવા માટે આકાંક્ષી હોય જેમને, કૌન્સિલ ઓફ સ્ટેટ અથવા ફેડરેશનની કૌસ્સિલ (Upper Federal chamber)માં પર બેઠકો ભરવાનો હકક હાસિલ હોય અને જે દેશી રિયાસતોની કુલ આબાદીની અર્ધી સંખ્યાનું પ્રતિનિધિત્વ ધરાવતી હોય.

ફેડરેશનની ધારાસભાઓના બે હોલ છે. કૌન્સિલ અને એસેમ્બલી કૌન્સિલમાં બ્રિટીશ હિન્દના ૧૫૦ અને સ્ટેટ (રિયાસતો) ના ૧૦૪ પ્રતિનિધીઓ હશે, આ ૧૫૦ બેઠકોમાંથી મુસલમાનોને ૪૯ મળી છે. ફેડરેશનની એસેમ્બલીમાં બ્રિટીશ હિન્દના ૨૫૦ અને રિયાસતોના વધુમાં વધુ ૧૨૫ પ્રતિનિધીઓ હશે. આ ૨૫૦ માંથી મુસલમાનોને ૮૨ બેઠકો આપવામાં આવી છે. એવી રીતે ફેડરેશની ધારાસભાઓમાં મુસલમાનો માટે સેકંડે ૩૩ ટકા બેઠકો રાખવામાં આવી છે, પરીણામ એનું આ છે કે સેંટ્રલમાં હિન્દુઓની ઘણી વધુ બહુમતી વધાવી દેવામાં આવી છે. એ કારણે સેંટ્રલમાં મુસલમાનોને હમેશાથી પરાજીત થવું પડશે. **મધ્યસ્થ સરકારને પ્રાંતોપર કાબુ પ્રાપ્ત થશે. એ માટે તે પ્રાંતો, જ્યાં હવે મુસલમાનો બહુમતિમાં છે અને તેઓ જે કંઈ હાથ પગ હલાવી શકે છે, ફેડરેશની હુકુમતની સ્થાપના પછી ત્યાં પણ મુસલમાન હાથ પગ વિનાના થઇને, હિન્દુ બહુમતિથી દબાઈ જશે. અને ત્યાં પણ હિન્દુ રાજ્ય કાઇમ થઇ જશે.**

જો ફેડરેશન જેના ખરા અર્થમાં,જેમ બીજા દેશોમાં કાયમ છે તેમ, સ્થાપવામાં આવે તો, તેની વિરૂધ મુસલમાનોને કંઇ વાંધો હોય. કહેવાને તો, કોંગ્રેસ સંપુર્ણ સ્વતંત્રતાની દઅવેદાર છે પરંતુ, તેની સંપુર્ણ સ્વતંત્રતાની મતલબ હિન્દમાં એક એકલી મુખ્ય હુકુમત (મધ્યસ્થ) કાયમ કરવામાંજ સમાઇ જાય છે. મુસલમાનો કુદરતી રીતે એ ચાહશે કે હિન્દનું યોજીત ફેડરેશન ખરા અર્થોમાં હોય. જેના સ્થાપનનો સવાલ ત્યાં સુધી જન્મી શકશે નહિ જ્યાં સુધી તેના રચિત તત્વો એટલે પ્રાંતો અને સ્ટેટો સંપુર્ણ રીતે સ્વતંત્રતા પ્રાપ્ત ન કરી લે, એથી ઉલ્ટું કોંગ્રેસ યોજીત ફેડરેશન તરતજ સ્વીકારી લેશે (કેમકે તેની યોજના એકલવાઇ છે) જેથી જે જે પ્રાંતો અને સ્ટેટોમાં ઇસ્લામી બહુમતિ છે તે સર્વ પણ તેમની સેન્ટ્રલ સત્તાના આશ્રય હેઠળ આવી જાય અને અખિલ હિન્દમાં તેમનો ડંકો વાગવા લાગે છે. હિન્દુઓએ ગોળમેઝ કોન્ફરન્સ અને બીજી દરેક જગ્યાએ આ પુરેપુરી કોશિશ કરી છે કે પ્રાંતોને સંપુર્ણ સ્વતંત્રતા આપવામાં ન આવે બલ્કે, તે સર્વ સેન્ટ્રલને તાબે રહે. એ જોતાં હવે જો કોંગ્રેસ ફેડરેશન કબુલ કરવા માટે શબ્દોની સાઠમારીથી વિરૂધતા કરશે. પરંતુ, પરિસ્થિતિ સિધ્ધ કરે છે કે તે દરેક હાલતમાં તેને અપનાવી લેવા તૈયાર છે અને રહેશે, એવી હાલતમાં મુસલમાનોને:

**એક બીજી નવાઇ:** હિન્દને એક વહદત (એકલવાંયુ) માનવામાં આવે તો, નિઃશંક મુસલમાન હિન્દુઓ કરતાં એક ત્રીજા ભાગમાં છે પરંતુ હિન્દુસ્તાન તો, એક ખંડ છે જે, ભૌગોલીક સ્થિતિએ કેટલાક વિભાગોમાં વ્હેંચાયલું છે. જ્યાં અનેક પ્રજાઓ વસે છે અને આ પ્રજાઓ નસ્લ, કલ્ચર અને સંસ્કૃતિમાં એક બજાથી તદ્દન વિરૂધ છે. હિન્દ દસ અગ્યાર પ્રાંતોમાં વ્હેંચાયલું છે. ૬ પ્રાંતોમાં તો, નિઃસંદેહ હિન્દુઓ

બહુમતિમાં છે પરંતુ બાકીના પ્રાંતોમાં તો, મુસલમાન બહુમતિમાં છે. મુસલમાનો જે સમુહી રીતે લઘુમતિમાં છે. પ્રાંત..........દરેક પ્રાંતમાં લઘુમતિમાં છે એ માટે તેમની લઘુમતિ અને યુરોપની લઘુમતીઓ સાથે કંઇ સંબંધ કે સ્હેજે સરખાપણું નથી. તદુપરાંત પશ્ચિમી રાજકીય દૃષ્ટિ બિન્દુ તેમ પણ અહિં કારગર સિધ્ધ થઇ શકતો નથી અને મુસલમાનોનો પશ્ચિમની લઘુમતીયોની પેઠે ઠુકરાવવું, રાજકીય દ્રષ્ટિ બિન્દુઓને પીઠ પાછળ નાખવા સમાન છે.

આજે તે પ્રાંતોને, જ્યાં મુસલમાનો બહુમતિમાં છે, હિન્દુઓના પ્રાંતો સાથે એકજ સેંટ્રલ સાથે જોડી દેવું, એક હિન્દુ રાજ્ય કાઇમ કરવા સમાન છે અને મુસલમાનોને ઝબરદસ્તી લઘુમતી બનાવીને, તેમને એક નવી ગુલામીના ફન્દામાં ફસાવવું છે. એ માટે બધા પ્રાંતોને (જ્યાં જુદા જુદા સમાજ જુદી જુદી ભાષાઓ અને જુદા જુદા ધર્મો છે.) એકજ ફેડરેશન હેઠળ લાવવું ન્યાયનું ખુન કરવા અને લઘુમતિને મૃત્યુ ઘાટે ઉતારવાના હેતુની સિધ્ધી છે.

ઉપર્યુકત રાજકીય દ્રષ્ટિ બિન્દુઓથી સાફ ઝાહીર થાય છે કે "મુસ્લિમ નજાત" (મુકિત) હિન્દુઓ સાથે મલીને કદીય પ્રાપ્ત થઇ શકતી નથી અને જો તેઓ એક કોમની હયસીયતથી જીવવા ચાહે છે તો તેમના માટે એક એવા અલગ ફેડરેશનની આવસ્યકતા છે, જે હિન્દુઓની બહુમતિની અસરથી બિલ્કુલ પાક હોય અને જો હું કહું તો, એ અતિ-સ્યોકિત નહિજ કહેવાશે કે........યોજીત ફેડરેશને હિન્દના ઇસ્લામીઓ માટે મરણ-જીવનનો સવાલ પયદા કરી દીધો છે.

કુશ્તને બે હુમો ઝર્બ આહને ઉસ્ત
મર્ગહા દર ગર્દિશે મા, શીને ઉસ્ત —ઈકબાલ.

## પાડોશી કવમ.

આવો હવે ઝરા હિન્દુ કોમ અને તેના કૃત્યો અને નિશ્ચયોને પણ અવલોકીએ અને સમજીએ કે તે કયાં સુધી બીજાઓની આઝાદી સહન કરી શકે છે ?

આ સમયે હિન્દુઓની બે મ્હોટી જમાતો રાજદ્વારી મયદાનમાં કુશતી લડી રહી છે. એટલે કોંગ્રેસ અને હિંદુ મહાસભા જો અમે આ માની લઈએ કે હિન્દમાં એક બહુમતિવાલી અને લઘુમતિવાલી કવમ છે, તો એની આ મતલબ છે કે પાર્લામેન્ટરી સિસ્ટમમાં જ્યાં બહુમતિ હોય છે, હિન્દ ઉપર બહુમતિ હંમેશા વિજયી રહેશે. અનુભવે આ વાત સિધ્ધ કરી દીધી છે કે સંસારિક અને રાજદ્વારિક પ્રોગ્રામ જોઈએ તે કેમ ન હોય, સામાન્ય કાનુંન મુજબ હિન્દુ. માત્ર હિન્દુનેજ અને મુસલેમાન, માત્ર મુસલમાનનેજ મતો આપશે.

કોંગ્રેસે આ વાતને વર્ષો પહેલાં સમજી લીધી હતી કે પશ્ચિમી પ્રજા-સત્તાકની સ્થાપનાથીજ હિન્દુ રાજ્ય કાઇમ થઇ શકે છે. એ માટે તેણે પોતાની સઘળી કોશિશો એ બાબત ઉપર કરી છે કે હિન્દમાં પશ્ચિમી ઢબનું પ્રજાસત્તાક રાજ્ય કાઇમ થઈ જવું જોઇએ. કોંગ્રેસીઓને આ વાતની ખાત્રી થઇ ચુકી છે કે જો આધુનિક પધ્ધતિનું પ્રજાસત્તાક સ્વીકારી લેવામાં આવે તો. હિન્દુ રાજ કાઇમ થઇ શકે છે અને તેમની હિન્દ સત્તાની આકાંક્ષા પુર્ણ થઇ શકે છે. એજ કારણ હતું કે કોંગ્રેસની નવા (૧૯૩૫ ના) બંધારણને અસંતોષિત ઠરાવીને પણ સ્વીકારી લીધું છે, અને તેને સફળ બનાવ્યું. એજ ગરઝ અને હેતુ માટે કોંગ્રેસે જુદા હથયાર હાથ ધર્યા છે અને પોતાના નિશ્ચયોને સક્રીય રૂપ આપવા માટે કોંગ્રેસના સુકાનધારીઓએ દુન્યાની આંખોમાં ધુળ નાખવાને માટે એકત્ર કવમાયતનો અતિ ચિત્તાકર્ષક અને મન-મોહક પ્રોગ્રામ દેશ સમક્ષ રજુ કરી દીધો છે. પરંતુ સુક્ષ્મ દૃષ્ટિઓ ખુબ જાણે છે કે એમાં કંઇ ભયંકર વીજળીઓ સંતાયલી છે?

૧. કોંગ્રેસ કહે છે. “ અહિં વસનારી બધી કોમો ગુલામ છે. એ માટે આ ગુલામીની લઆનતને દુર કરવા માટે એક એવી ગયરફિર્કાવાદી જમાતની આવશ્યકતા છે જેમાં હિન્દુ મુસ્લિમ ધર્મ અને કોમના મતભેદ વિના શામિલ થઈ એકત્ર લડતથી દુશમનને તબાહ કરી શકે......એવી ગગર ફિર્કાવાદી જમાત હિન્દમાં માત્ર ઓલ ઇન્ડિયા નેશનલ કોંગ્રેસ છે, જેનું દૃષ્ટિ બિન્દુ સંપુર્ણ સ્વતંત્રતા છે. જ્યારે એકત્ર કોશિશોથી હિન્દને સંપૂર્ણ સ્વતંત્રતા મળી જશે ત્યરે, અહિંની વસનારી કોમો પોતાના આંતરિક ઝગડાઓને પાછળથી પોતેજ પોતાની મેળે ફયસ્લો કરી લેશે.”

૨. સોશિયાલીસ્ટ કોંગ્રેસી કહે છે કે "હિન્દની જંગ, કપડાંની જંગ છે. મૂડીદાર શ્રીમંતો ગરીબોનું લોહી ચુસી ચુસીને મોજ માણે છે મઝદુર બાપડાને કલાકોની એક સરખી કાળી મેહનત કરીને પણ રોટલીનો ટુકડો પણ ખાવાને મળતો નથી. આ મુશકિલને દુર કરવા માટે આઝાદીની જરૂરત છે. આ રોટી અને કપડાની જંગ માટે મઝહબ તેમજ કોમનો સવાલ ઉડાવવો વાહિયાતપણું છે. બધાએ એકત્ર થઇને પેટની મુક્તિ માટે તુટી પડવું જોઇએ.

૩. કોંગ્રેસી મુસલમાન કહે છે. "તે ગયર કોંગ્રેસી, જેઓ કોંગ્રેસને હિદુન્ઓની સંસ્થા કહે છે, મૂર્ખા અને સ્વાર્થી છે. જો આ સંસ્થા હિન્દુ-ઓની અસર હેઠળ છે અથવા હિન્દુઓની અહિં બહુમતિ છે તો ,મુસલ-માનોને જોઇએ કે તેઓ વધુમાં વધુ સંખ્યાએ કોંગ્રેસમાં શરીક થઇને હિન્દુઇયતની જડ કાપી નાખે."

૪. કોંગ્રેસી મુસલમાન કહે છે. "લઘુમતીઓના હકોની પહેલાથી માગણી કરવી, બેહુદાપણું છે. સ્વરાજ્ય હજી મળ્યું નથી. અને હકોને માટે આપસની લડાઇ પહેલાંથીજ શરૂ કરી દેવાથી શો ફાયદો ? જ્યારે આઝાંદી મલી જશે ત્યારે પછી મુઆમિલો આપસનો હશે. કોંગ્રેસે લઘુ-મતીઓના હકોના સંરક્ષણનો ઠરાવ પાસ કરી દીધો છે, પછી ભય શાનો છે?"

## હિન્દુઓની સ્વતંત્રતા.

કોંગ્રેસ નિઃશંક આઝાદીના રાગડા ગાય છે પરંતુ હિંદુનું આઝાદીનું દૃષ્ટિ બિન્દુ બીલકુલ જુદુંજ છે. કોંગ્રેસના દેવતાજીઓએ સેંકડોવાર આખબારોમાં પ્રગટ કરાવ્યું છે કે તેઓ હરગીઝ આ નથી ચાહતા

કે અંગ્રેઝ હિન્દની ભૂમીને બીલકુલ છોડી દે. તેઓ ચાહે છે કે જયાં સુધી દેશકીય રક્ષણ અને બહારના હુમલાનો સંબંધ છે, અંગ્રેઝ હિન્દના હાકીમ અને દેખરેખ કરનારા રહે. કેમકે તેમને તો, માત્ર આંતરિક મુઆમીલાઓમાં હાકિમની સત્તાઓ જોઇએ છે. હાલમાંજ ગાંધીજીએ ("ટાઇમ્સિ ઓફ ઇન્ડિયા"માં) આ વાતનો સ્વીકાર કર્યો છે.........

...હમણાં હિન્દુની **સ્વતંત્રતાનો અર્થ આ છે કે તેઓ હિન્દની કોમના નામ બ્રિટિશથી એવી સત્તાઓ મેળવી લે, જેનાથી તેઓ આ દેશની અન્દર બ્રિટીશપ્રેયોનેટ નીચે "હિન્દુ રાજ" કાયમ કરી શકે.** આંતરિક મુઆમિલ્લાઓમાં સંપુર્ણ સત્તાધિકારી બની જાય. સર્વિસો તેમના હાથમાં હોય. રાજ્ય તેમના કબ્જામાં હોય વેપાર તેમના તાબે હોય અને મનુના હઝારો વર્ષના ઝરી પુરાણા જીવન-સિધ્ધાંતને રિવાજ આપી ક્ષુદ્રિત ગુલામીની હાંસળી સોળ કરોડ ઇન્સાનોના ગળામાં પહેરાવી શકે કે જેથી તેઓ આખો આખો દિન તેમના માટે મેહનત કરતા રહે અને રાત્રે તેમની પાસે ભિક્ષા માગે.

જો કે હિન્દની કોમોનો એકત્ર મોરચો કાઇમ કરીને દુશમનની સત્તાનો અંત આણવા બાહ્ય રીતે તો, અત્યંત સુંદર છે પરંતુ, હકીકતમાં આ એકત્ર લડતનું નામ, એક ઓથ છે જેની પાછળ દેશકીય કોમીયતનું પશ્ચિમી ચિત્ર છે. જેની ઉંડાણમાં હિન્દુત્વ છુપાયલું છે. એ માર્ગે હિન્દને ચલાવનારા ચાહે છે કે હિન્દ એક બની જાય અને પછી કોમી જીવનની બુન્યાદો સોશિયાલિઝમ અને હિન્દુ ઇઝમના મિશ્રણ પર રાખીને, મલેચ્છ મુસલમાનોની જડ, મૂળથી ઉખેડી નાખે.

## ખોટા દ્રષ્ટિ-બિન્દુ:

અમારા કોંગ્રેસ પ્રેમીઓ વદે છે કે જે સંગઠન કોંગ્રેસથી અલગ રહીને કરી સકીએ છીએ તેજ કોગ્રેસના પાલવથી બંધાઇને પણ કરી શકીએ છીએ.

તેમનાથી વિનંતિ આ છે કે દુન્યામાં માત્ર વાતોથી કામ નથી ચાલી શકતું આ સક્રીય દુન્યામાં કાર્યતાઓને પણ જોવું પડે છે અને જ્યાં સુધી કાર્યતાઓનો સબંધ છે. તમારો આ દઅવો અસત્ય અને અશકય છે. જેવું સંગઠન અમને અમારા એકત્ર હેતુઓ માટે જોઇએ તેવું કોંગ્રેસના સાંચામાંથી અમને કદીય મળી શકતું નથી. કોંગ્રેસ એક સંગઠિત સંસ્થા છે દરેક સંસ્થાની આ વિશેષ્ટતા હોય છે કે તે જે શખ્સોને પોતાના વર્તુળમાં લે છે તેમને પોતાના રંગ ઢંગ અને ખાસ મનોદશાના સાંચામાં ઢાલીને તેમની સ્થિતિને જ બદલી નાખે છે અને પછી જે કામ જોઇએ તે, તેમનાથી જેવી રીતે પણ જોઇએ, લે છે અને તેઓ પણ તેમ કરવામાં હર્ષ અનુભવે છે. એમાં કોઈ કશું બોલી શકતું નથીજ. હા. મુસલમાનોમાં સંગીન ઇસ્લામી કેરેકટર અને ડિસિપલીન મવજુદ હોય તો, અલબત્તા તેઓ કોંગ્રેસમાં શામીલ થઇને સુરક્ષિત રહી શકે છે. પોતાના કેરેકટર અને સંગઠનની કુવ્વતથી જો પ્રસંગ સાંપડે તો. તેની મુળ પરિસ્થિતિ, તેના હેતુ અને ઉદ્દેશોમાં પણ પરિવર્તન આણી શકે છે. પરંતુ આ સમયે કે જ્યારે મુસલમાનો પોતે નૈતિક નિર્બલતાઓના શિકાર છે, તેમનું આ તરફ આવવું, નુકશાનકર્તા પરિણામ લાવશે અને તે આ હશે કે અમારી સમુહી–સત્તાની બુન્યાદો પર કોંગ્રેસી મુખ્યતાઓનો કબ્જો થઈ જશે. કોંગ્રેસી સુકાન ધારીઓની માર્ગદર્શકતા આંતરિક પરિવર્તનોને અંગે ન છુટકે સ્વીકા-

રવી પડશે. અને ઇસ્લામી કેરેક્ટર તેમજ નૈતિક ગુણો જન્મવાની જે કંઇ પણ શકયતાઓ હજી બાકી છે તે હમેશા માટે ખત્મ થઇ જશે. નેશનાલીસ્ટ મુસલમાનોનો નમુનો તમારી સમક્ષ છે. તેઓમાં કઇ કોમી લાગણી છે ? કઇ હમદર્દીની તેમનાથી આશા રાખી શકાય છે? દરેક માણસ સ્હેલાઇથી સમજી શકે છે કે નેશનાલિસ્ટ ઝાતના મુસલમાનો જો કોંગ્રેસમાં રહીને કોઇ તાકત પયદા કરી લે અને રાજ્ય સત્તામાં તેમને પણ કંઇક હિસ્સો મળી જાય તોય, તેઓ મુસલમાનો માટે કોઇ રીતે લાભ કારક સિદ્ધ થઈ શકતા નથી બલ્કે ગયર મુસ્લિમોથી કંઇ વધુજ નુકસાન કર્તા સાબિત થશે. કેમકે દરેક મુઆમિલામાં તેઓ પોલીસી અને કાર્ય–પધ્ધતી તો, તેજ ધારણ કરશે જે, એક ગયર મુસ્લિમ ધારણ કરશે. પરંતુ એમ કરવામાં તેમને તે સાહસ અને હિમ્મત પ્રાપ્ત હશે જે, એક ગયર મુસ્લિમને પ્રાપ્ત નહિ હશે. દુર્ભાગ્ય એ હશે કે તેમના નામ મુસલમાનો જેવા હશે.

એવી ઝાતના જે પરિવર્તનો થઇ રહ્યા છે તે પણ અમારી સમક્ષ છે. અમારા ભાઇઓ, જેઓ આ પ્રલયમાં અટવાઇ ગયા છે તેઓ, તે મુસલમાનોને નમુનો રજુ કરી રહ્યા છે જે, એવા પરિવર્તનનો જન્માવનાર હશે. તેમના જીવનો, તેમની શિકલો, તેમના વસ્ત્રો, તેમની વાત ચીત, તેમનું ચાલ–ચલણ, સર્વ કંઇ અમારી સનમુખ છે. જો એક બાઝાર બંધ થઇ ગઇ છે તો, બીજી ખુલી ગઇ છે. થોડાજ દિવસોમાં અમો દેખી લેશું કે મિસ્ટરોના બદલે મહાશયો અને મિસોના બદલે શ્રીમતીયો મુસલમાનોના ઘરોમાં જન્મ લેશે. હેટની જગ્યાએ ગાંધી કેપ અને પાટલુનની જગ્યાએ ધોતિયું હશે. ગુડ મોર્નિંગની જગ્યા નમસ્તે લઇ લેશે અને વાઇસરીગલ લોજના બદલે કોઇ ભુવનના પ્રદક્ષિણા

થશે. અલ્લાહુ અકબરના બદલે વન્દે માતરમનો જયનાદ થશે અને હજના બદલે કાશીજીની જાત્રાના પ્રયાણ થશે.

૨. કેટલાક અમારા ભાઇઓ આ કહે છે કે કોંગ્રેસ અમારા હકો માટે ઠરાવો પસાર કરી દીધા છે કે જેથી અમારા હકો પર ઉની આંચે ન આવે એ પછી કયા કાનુની ઝમાનતની ઝુરૂરત બાકી રહે છે? નિઃસંદેહ આ ખરૂં છે. કોંગ્રેસે આ ઠરાવ પણ પાસ કરી દીધો છે પરંતુ કદાચ તમોએ આ વિચાર્યું નથી કે કરારનામું, સમજુતી અથવા કાગઝી શર્તો હમેશાં બરાબરીના પ્રતિસ્પર્ધીઓમાં થાય છે. **કાનુની ઝમાનતો અને રાજકીય બંધારણના રક્ષણો તેજ કોમ માટે લાભકીય સિધ્ધ થાય છે જેની પીઠ પાછળ તાકત હોય.** જે પોતાના હકોને સમજતી હોય તેમની મુખ્યતાઓને સમજતી હોય તેમના સુરક્ષણ માટે અજય નિશ્ચય અને લડવા માટે અપૂર્વ બળ ધરાવતી હોય, નહિ તો, એવી બધી સુરક્ષતા અને સુલ્હ-ચાહકતાના કરારનામા એક રદ્દી કાગળના ટુકડાથી વધુ કીંમત નથી ધરાવતા, જો તાકત નથી અને કોમી ગુણો નથી તો, દુન્યા કોઈ ન્યાય અને કોઇ સ નિષ્ઠાની પરવા નથી કરતી. જો આ ગુણો અમારી કોમમાં છે તો, કોઇ કાનુની ઝમાનત અને કોઇ બંધારણીય રક્ષણ અથવા કોઇ હકોના વચનોની પણ આવશ્યકતા નથી. જો આ ગુણો અમારી કોમમાં નથી તો, એવી હાલતમાં કોઇ ઝમાનત અને કોઇ સુરક્ષતાનું લાભ કારક સિધ્ધ થઇ શકતું નથી. દુન્યાની કમઝોર અને તાકતવર કોમોની હાલતો અમારી સ્હામે છે. તદુપરાંત આંતરીક પરિવર્તનો જે જન્મશે તેમના માટે તમારી પાસે શું ઇલાજ છે? દાખલા તરીકે માની લો કે તમારી કોમમાં પ્રોપેગન્ડાની કુવ્વત અને કેળવણીના સાધનોથી એવો પ્રજામત કેળવી દેવામાં આવે છે કે ઇસ્લામી કાનુનો પર રદ કરવાનો

છેકો મારી દેવામાં આવે અથવા તમારી કોમમાંથી એવા હઝારો અને લાખો નેશનાલીસ્ટ મુસલમાનો એવા કાનુનોને સુરક્ષવા ઉભા થઇ જાય છે, જે ઇસ્લામની વિરૂધ હોય અને ખુદ મુસલમાનોની બહુમતીથી એવા ઠરાવો પાસ થઇ જાય છે તો. તે વેળા કયા સુઃક્ષતાઓ તમારા કામ આવશે? કઇ કાનુની ઝમાનત તેમને રોકી શકશે? વર્તમાન વલણ અને સ્વભાવિક રંગઢંગના ઉઘાડા ચિન્હ અને તેની અસર તમારા લોચન દેખી રહ્યા છે તો, પછી કયા ભરોસે સઘળી કોમને તમો ત્યાં લઈ જવા ચાહો છો? પોતાના દ્રોહીઓ અને ઘેટાં રૂપી વરૂઓના ફિત્નાનો ઉપાય તમોએ શું વિચારી રાખ્યો છે? તમારી પાસે કયું સંતોષિત સાધન છે કે પ્રસંગ વેળા હેતુઓ માટે મુસલમાનોની એકત્ર શકિત તમારી સહાયક બને? આ આંતરિક પરિવર્તન અને ક્રમશઃ હડપાઇ જવાથી બચવા તમારી પાસે કયું સંરક્ષણ છે? ટુંકમાં એજ કે કોંગ્રેસની તરફ આ વેળા મુસલમાનોને આમંત્રવું, તેમના આપઘાત સમાનજ છે.

## કોંગ્રેસની કાર્યનીતિ–રીતિ!

કોંગ્રેસ એક નિર્મળ હિન્દુ સંસ્થા છે જે એકત્ર કોમીયતના નામે મુસલમાનોને ધોકો આપે છે. તે એક થાપણવાળી જમાત છે. તેને વિશાળ સાધનો પ્રાપ્ત છે. તેના કરતાં હરતા મુસલમાનોની નિર્બળતાઓથી ખુબ વાકિફ છે. જેવી રીતે ૬૦૦૦ માઇલ દુર વસનારાઓએ અમારી નિર્બળતાઓથી લાભ ઉપાડયો છે તેવીજ નીતિ–રીતિ કોંગ્રેસે પણ ધારણ કરી લીધી છે; ઝરા અવલોકો. હઝારો દ્રોહી અને વિશ્વાસઘાતીઓ તેમણે પયદા કરી લીધા છે. જ્યારથી પુરાણી મારકિટમાં મંદીના ચીન્હ દેખાવા લાગ્યા છે ત્યારથી, નવી મારકિટમાં ઇમાનની ખરીદી અને વેચાણમાં ઉછાળો આવી રહ્યો છે."

એક તરફ અમારા દરેક ખાસ ચિન્હોને મિટાવવાની કોશિશ આદરાયલી છે. અમારી કોમી લાગણીઓને ફિર્કાપરસ્તી ઠરાવીને, તેની વિરૂધ તિરસ્કારિત્વ પ્રોપેગન્ડા કરવામાં આવી રહ્યો છે. જેની મતલબ આ છે કે એક કાઇમી જમાતની હયસિયતમાં અમારૂં હોવું અસહ્ય છે. અમને કહેવામાં આવે છે કે એક જમાત બનીને ન આવો, જુદી જુદી ટોલીઓના રૂપમાં આવો. રાજકીય પાર્ટીઓમાં મઝદુર અને મુડીદારોની તફાવતના ઝગડાઓમાં વ્હેંચાઇ જાઓ. બીજા શબ્દોમાં આ બંધનને પોતેજ કાપી નાખે જે મુસલમાન, મુસલમાન વચ્ચે હોય છે..........પરિણામ સમજવાને વધુ મથાઝીકની આવશ્યકતા નથી. ઉઘાડી વાત છે કે સ્વતંત્રતાની ચળવળ સાથે અમારી એકત્ર સમુહી હસ્તી પણ ફના થઇ જાય અને અમો જુદો જુદો બિન્દુઓના રૂપમાં નુતન રાષ્ટ્રીયતાની ભુમિમાં સમાઇ જઇએ. પછી મુસ્લિમ કોમી હયસીયત મુજબના જીવનના સ્વપ્નાં પણ ભૂલી જઇએ.

બીજી તરફ અમારી કોમના તે લોકોને રાષ્ટ્રવાદી કહેવામાં આવે છે જેઓ હાથ જોડીને નમસ્તે કહે છે. વન્દે માતરમનું ગીત અલાપે છે. દેવાલયોમાં જઇને પૂજા-પાટ સુધ્ધામાં ભાગ લે છે જેઓ શિકલમાં હિન્દુ અને પોશાકમાં હિન્દુ છે. જેમને મુસ્લિમ કોમના લાભનું નામ સુધ્ધાં લેવાને ડર લાગે છે કે કયાંક કોમ વાદીનો ઓપ ન ચઢી જાય, જે તેમની માન્યતામાં કુફ્રના આક્ષેપથી વધુ ખરાબતર છે. અમારા કાનો પોતે આપણી કોમના એવા લોકોની જીભથી એકત્ર રાષ્ટ્રમાં સમાઇ જવાનું આમંત્રણ અને દેસ પ્રેમના મુકાબીલામાં ઇસ્લામી દષ્ટિ કોણની ખામીઓ સાંભળે છે.

બધા જાણે છે કે મુસલમાનોના સંસ્કાર સમાજ, કલચર, સાહિત્ય, ભાષા અને આજીવીકા વગેરે કયા પ્રલયના ભોગ બની ગયાં છે? અમારા વડીલો અને માર્ગદર્શકોએ આ નથી કર્યું કે કાનુની રીતે કોઈ ધોરણ હેઠળ તેમને માટે મના કરી અથવા તેમની ઉપર કોઇ પાબન્દી લગાવી દીધી હોય. એટલું નહિ, બલ્કે મુસલમાનોને આ મુઆમિલાઓમાં સંપુર્ણ સ્વતંત્રતા આપી દીધી છે. તેમણે તો, માત્ર એટલુંજ કર્યું કે સ્કુલો અને કોલેજોમાં અરબી, ફારસી અને ઉર્દુના બદલે અંગ્રેઝી ભાષાને શિક્ષણ-સાધન ઠરાવી દીધું પરિણામ આ આવ્યુ કે મુસલમાનો બહુધા ધર્મ, સંસ્કાર, સમાજ અને આચાર-વિચારથી અલગા બની ગયા અને ઇસ્લામિયતના બદલે તેમની નસેનસમાં અંગરેઝીયત ભરાઈ ગઈ. જો કે હવે આ અસરને મિટાવવા માટે કોશિષ આદરી દેવામાં અવી છે. પરંતુ, આ અસર મુસલમાનોમાંથી નિકળવાને લાંબા સમયની અવશ્યક્તા છે.

એજ અને એવીક ભૌમિક-જાલ મુસલમાનો માટે કોંગરેસે ફેલાવી રાખી છે અને હવે મુસલમાનોની નસેનસમાં હિન્દુપણાની અસર ભરવામાં આવી રહી છે. કોંગરેસના જે કાર્ય અને જે કથનપર નઝર કરશો તો, તમને તેમાં હિન્દુઇયત અને હિન્દુઇયતજ દેખાશે મુસલમાનોના બાહ્ય અને આંતરિક બન્ને રૂપો, આ અસર હેઠળ લાવવામાં આવી રહ્યા છે.

જો એક શખ્સ ઇસ્લામ તજીને બીજો ધર્મ ધારણ કરીલે તો, તે આ કહી શકે છે કે ધર્મ-પરિવર્તનની સ્વતંત્રતા ધોરણાનુસાર મુસલમાનોને તેને કંઇ કહેવાનો અધિકાર નથીજ. પરંતુ, ખુદ પોતાને મુસલમાન કહેવડાવતાં, હિન્દુઇયતના માર્ગે વિચારવું, કોઇ પણ હાલતમાં મુઆફીને પાત્ર નથી. મુસલમાનોના એક વર્ગની આ હાલત છે કે વિના વિચારે આંખો બંધ કરીને હિન્દુઇયતના પ્રલયમાં વહેતા ચાલ્યા જાય છે અને તેઓ આ

પણ ભૂલી ગયા છે કે તેઓ શું હતા અને શું બની રહ્યા છે?! હું અત્રે આ ચોખવટ કરી દેવા ચાહું છું કે મ્હને કોંગરેસ સાથે કોઇ દુશ્મની કે અંગત અદાવત નથી બલ્કે, હું તેને માનની દ્રષ્ટિએ જોઉં છું અને તેના વતન-આઝાદીના પ્રેમને ગર્વ પાત્ર સમજું છું પરંતુ હવે થોડા સમયથી આ જમાઅતે એવી વલણ ધારણ કરી છે અને એવી પોલીસી તેમજ પ્રોગ્રામને અપનાવી રહી છે કે જેના પરિણામે મુસલમાનોના સંસ્કાર, આચાર-વિચાર, સમાજ, સભ્યતા, ભાષા, કલચર વગેરે સારાંશ બાહ્ય આંતર સંપુર્ણ રીતે "શુધ્ધ" થઇ જશે અને આઝાદ હિન્દી હુકુમતને બદલે રામરાજ્ય કાઇમ દેખાશે. તેનો આરંભ તે દિનથી થયો છે જ્યારથી વર્તમાન રાજય બંધારણ હેઠળ રાજ્ય-સત્તાની લગામ કોંગ્રેસના હાથમાં આવી છે. હું અહિં ટુંકમાં:નમુના રૂપે થોડીક હકીકત રજુ કરૂં છું. આ ઉપરથી તમો દેખી શકશો કે કોંગ્રેસનું સત્તાપર આવવાના સમયથી વલણ શું રહ્યું છે અને મુસલમાનોની શી હાલત રહેશે?

(૧) કોંગ્રસે આજે એક નવી ફેશનની શોધ કરી લીધી છે અને તે આ કે ધર્મને રાજકીયતા સાથે રહેજે ~~સંબંધ~~ કે લેવું દેવું નથી. હું આજ દિન લગી આ વિચિત્ર ફલસફાને સમજી શક્યો નથી કે ધર્મને રાજકીયતથી કેવી રીતે અલગ રાખી શકાય છે? ઇસ્લામમાં તો મઝહબ અને રાજકીયતામાં કંઇ ફર્ક નથી. ઈસ્લામ ખુદ પોતે રાજકીયતા છે. શકય છે કે બીજા ધર્મો રાજકીયતાને પાત્ર ન હોય અથવા તે સહન કરી શકતા ન હોય. પરંતુ ઇસ્લામ ધર્મ તો એટલો વિશાળ ધર્મ છે કે માત્ર ધર્મ માટેજ નહિ બલ્કે મનુષ્ય જીવનના દરેક અંગ, પછી તે જોઈએ રાજકીય હોય કે સંસારિક, સામાજીક હોય કે દેશકીય, નૈતિક હોય કે સાહિત્યક, દરેક માટે ઝામિન રૂપ છે. કુર્આને શરીફ ઇસ્લામનું એક સંપુર્ણ બંધારણ છે. મનુષ્ય-જીવનનો કોઈ અંગ એવો નથી જે તરફ તેમાં આંખમિ-

ચઃમણા કરવામાં આવ્યાં હોય. કુર્આને હકીમમાં કોઇ આયત, કોઇ લીટી, કોઇ શબ્દ, કોઇ અક્ષર સુધ્ધાં એવો નથી કે જે મુસલમાનો માટે સક્રીયતા ન ધરાવતો હોય અથવા તેનો સંબંધ મુસ્લિમોના દૈનિક જીવન સાથે સાંકળાયલો ન હોય. જ્યારે હકીકત આ છે તો, પછી મુસલમાનો કેવી રીતે અને કેમ કરીને ધર્મ–મઝહબને રાજકીયતાથી અલગ કરી શકે છે? ગયર મુસ્લિમો જો કહે તો, કહી શકે છે કે તેઓ પહેલાં હિન્દી છે અને પછી સર્વ કંઇ! પરંતુ મુસલમાન, પહેલાં મુસલમાન છે અને પછીજ હિન્દુસ્તાની! કોંગરેસની આ વિચિત્ર શોધનું અનિવાર્ય પરિણામ આ છે કે મુસલમાનોના દિલપરથી મઝહબની અસર ધીમે ધીમે ઓછી થતાં થતાં નષ્ટ પામે છે અને સ્હેજે સમજ્યા વિના પોતાના ધર્મથી પરિવર્તની રૂપમાં ગયર ઇસ્લામી માર્ગે આગળ અને આગળ ધસતો જાય છે અને એવી રીતે પોતાના હાથે પોતાના ધર્મની તબાહીના કારણ બની રહ્યા છે. મુસલમાનોને એક તરફ તો, આ શીખવવામાં આવી રહ્યું છે પરંતુ બીજી તરફ હિન્દુઓની સક્રીય વલણ અને કાર્ય પધ્ધતિ એથી બિલકુલ અવળી છે. ગાંધીજી એકજ વેળા કોંગરેસના કર્તા ધરતા ડિક્ટેટર અને સર્વ કંઇ છે અને હિન્દુઓની પવિત્ર હસ્તી મહાત્મા પણ! હરીજનો અને ક્ષુદ્રોની ધાર્મિક સેવાની લગામ એક હાથમાં અને કોંગરેસની રાજકીય લગામ બીજા હાથમાં છે. અહિં કોંગરેસની સભા છે અને તહિં તેમની ખુલા મયદાનમાં પ્રાર્થના–ભક્તિ! એજ હકીકત મય વસ્તુ હતી જેણે શહીદે મિલ્લત મવલાના મુહમ્મદઅલી મર્હુમ અલયહિર્રહમહ જેવા મુસ્લિમ અને કવમ પરસ્તને આ વાત કહેવા માટે લાચાર બનાવ્યો કે "હું પહેલાં મુસલમાન છું અને પછી હિન્દુસ્તાની!" મરહુમ મવલાનાને આ શબ્દોની શિક્ષા કરવામાં આવી. બસ તેમનું એટલું કહેવું હતું કે હિન્દુઓએ તેમને અર્શથી ઉતારીને ફર્શ પર ફેંકી દીધા તેમને ફિર્કા-

પરસ્તીનો લકબ આપવામાં આવ્યો. એ કેટલા મહાખેદની વાત છે? શું મરહુમ મવલાનાથી વધીને કોઇ કવમ-પરસ્ત-દેશભકત હસ્તી તમને મલી શકે છે? હિન્દુઓ અને કોંગરેસીઓએ તેમના જીવનના છેલ્લા દિનોમાં તેમની સાથે, જે ન મુઆફ થઇ શકે, એવું વર્તન ચલાવ્યું છે તે લખવાની મારી કલમમાં શકિત નથી.

(૨) તમો વર્ધા અને વિદ્યા મન્દિર સ્કીમનું નામ તો સાંભળ્યું હશો. આ શિક્ષણ પધ્ધતિનો મુળ પાયોજ એ રાખવામાં આવ્યો છે કે દુન્યાના બધા ધર્મ સમાન છે. કોઇને કોઇ ઉપર સરસાઈ નથી. એ માટે કોંગ્રેસે શિક્ષણ પધ્ધતિથી ધર્મને ઉડાવી દઇને, તેની બુન્યાદ અધર્મ-તાપર રાખી. એનું અનિવાર્ય પરિણામ આ આવશે કે મુસલમાન વિદ્યાર્થીઓના દિલોમાંથી ઇસ્લામની અઝમત ઉડી જશે અને થોડાજ દિનોમાં પોતાના ધર્મથી તેઓ વંચિત થઇ જશે. તમો જાણો છો કે દુન્યાની કવમોની ઉન્નતિનો આધાર વિદ્યાર્થીઓ પર છે અને જો પહેલાંથી વિદ્યાર્થીઓના દિલોમાં વાત બેસાડી દેવામાં આવે કે ધર્મ કોઇ ચીઝ નથી અને તેને શિક્ષણ કે બીજા દુન્યવી મુઆમિલાઓ સાથે કંઇ લેવડ દેવડ નથી તો, અનિવાર્ય તેમના દિલ, ધર્મની મહાનતા અને પ્રેમથી ખાલી રહી જશે અને તેમનું જીવન ઇસ્લામી સંસ્કારના બદલે મુશરિકાના પધ્ધતિનું થશે. વળી આ ખોટી બુન્યાદ ઉપરાંત શિક્ષણાલય પણ ગયર ઇસ્લામી અને મુશરિકાના રીતિ-નિતિએ તૈયાર થઇ રહ્યું છે અને શિખાવવામાં આવી રહ્યું છે કે તેઓ અસ્સલામુઅલેયેકુમ અને સલામના બદલે નમસ્તે તેમજ જય રામજી કહે. મુઆમિલો અહિંજ અંતાઇ જતો નથી બલ્કે એક કદમ હજી વધુ આગળ લઇ જવાય છે. એટલે કેટલીક સ્કુલોમાં ગાંધીજીની વર્ષગાંઠના સમયે વિદ્યાર્થીઓથી સરસ્વતી એટલે

વિદ્યા દેવીની પુજા ઉઘાડે છોગે કરાવવામાં આવે છે. સ્કુલ અને મદ્રસાની શરૂઆત વન્દેમાતરમના મુશરિકાના ગીતથી કરાવવામાં આવે છે અને તે એવી રીતે કે જ્યાં સુધી એ ગીત ખત્મ ન થાય, બધા વિદ્યાર્થીઓ ઉભા રહે છે. તમે સખેદાશ્ચર્ય પામશો કે નાગપુર યુનીવર્સિટીના સંજ્ઞામા સર્પાકાર અને સંસ્કૃત લખાણ છે જો કે આ વસ્તુઓ હજી સુધી બીજા સ્થળો પ્રચલિત નથી થઈ પરંતુ, સમય, તક અને વખ્ત જોઇને ધીમે ધીમે એ ચારે કોર પ્રસારવાની યોજના થઈ ગઇ છે અને તે ઉપર અમલ પણ થઇ રહ્યું છે. ખુદા ન કરે એ દેખતાં કાલે ચારે કોર આ પ્રસરી જાય તો એમાં નવાઇ પામવા જેવું કશુંજ નથી અને એજ બાબતે અમને ભયભીત તેમજ શકાશિલ બનાવી દીધેલ છે.

(૩) કદાચ તમને ખબર હશે કે હિન્દમાં મિશ્રિત "હિન્દુસ્તાની" ભાષાના પરદામાં ઉર્દુની મવતની શી શી તૈયારીઓ કરવામાં આવી રહી છે! અને તેની જગ્યાએ કેવી કેવી રીતે હિન્દી પ્રસારવા તેમજ પોષવામાં આવી રહી છે! કોંગ્રેસી હુકુમતે ઉર્દુ બદલે કેળવણી સાધન "હિન્દી" ને ઠરાવી દીધી છે. જો કે દેખીતી રીતે તેનું નામ "હિન્દુસ્તાની" રાખવામાં આવ્યું છે પરંતુ દેખનારાઓ અને સમજનારાઓ સારી પેઠે જાણે છે કે આ હિન્દુસ્તાની હિન્દી ભાષાનું બીજું નામ છે. અંગ્રેજોએ ફારસી અને ઉર્દુના બદલે અંગ્રેજીને કેળવણી સાધન બનાવીને હિંદુસ્તાનીયોને અંગ્રેજ બનાવવાના પ્રયત્ન કર્યા, પરંતુ હવે કોંગ્રેસી હુકુમતો હિન્દીને શિક્ષણ-સાધન ઠરાવીને મુસલમાનોને સુધ્ધ કરવાની કોશિશો કરી રહી છે અને તે ઉર્દુ ભાષાનું ગળું :કાપી રહી છે જેની ઉપર મુસલમાનોની સંસ્કૃતિ, સાહિત્ય, સમાજ, કવન અને ફલસફાની બુન્યાદ રાખવામાં આવી છે. "નિગારે" એક લેખ લખ્યો...અને "મદીના"

બિજનોરી જેવા કોંગ્રેસી પત્રે પણ તેને છાપ્યું છે. "નિગારે" મવલવી અબુલકલામ આઝાદથી માગણી કરતાં લખ્યું છે કે "તેઓ તકલીફ લઇને યુ.પી. કાઉન્સિલના ભાષણો સાંભળે. મ્હને સંપુર્ણ ખાત્રી છે કે તેઓ તે સહન કરી શકશે નહિ અને સહસા ફારસી અરબીમાં ભાષણ કરવો તેઓ પોતે ઉભા થઈ જશે. આ જણાતુંજ નથી કે અમો વીસમી સદીની કોઈ સભામાં શરીક છીએ, બલ્કે એમ લાગે છે કે ચંદ્રગુપ્ત અને અશોકના દરબારના દ્રસ્યો દ્રષ્ટિ સમક્ષ છે. આ ખરાબી તમામ સરકારી ખાતાઓમાં પ્રવેશી ગઇ છે અને તેજ લીપિમાં લખવામાં આવે છે." એ ઉપર કંઇ વધુ ટીકાની આવશ્યકતા નથી જ્યારે લખનઉ, જે ઉર્દુના કેન્દ્ર રૂપ છે, ત્યાં એ સર્વ કંઇ બની રહ્યું છે, તો પછી બિહાર, સી. પી. અને બીજા પ્રાંતો સંબંધી કંઇ કહી નકામુંજ છે, એ એક મ્હોટી દુ:ખદાયક કહાણી છે. એથી તુલના થઇ શકે છે કે કોંગ્રેસીઓ કેવી ઝાતના સ્વપ્નાં દેખી રહ્યા છે અને આ સઘળી પ્રલયકાળી વસ્તુઓ માટે મવલવી અબુલકલામ આઝાદ, નેહરૂ, પટેલ, ગાંધીજી વગેરે બધાના મ્હોઢે તાળાં લાગેલા છે. આટ આટલું છતાં, મુસલમાનોથી આ આશા પણ છે કે તેમની સાથે મળી હસ્તાક્ષરે સહી કરી આપે.

(૪) મુસલમાનોમાં પ્રથમથીજ આ સુન્નત નેક આદત ચાલી આવી છે કે તેઓ દરેક જલ્સા અને સભાઓની શરૂઆત પવિત્ર કુરઆનની તિલાવતથી કરે છે, પરંતુ કોંગ્રેસ-મહાસભાએ શિર્ક ભર્યું "વંદે માતૃમ" ના ગિતની શોધ કરી છે. મહા મીટીંગો, એસેમ્બલી અને કાઉન્સીલોની સભાઓ, શાળાઓ અને મદરેસાઓની શરૂઆતો અને ઉદઘાટનો આએજ શિર્ક ભર્યા ગીતથી કરવામાં આવે છે, જોઇતું તો એ હતું કે મુસલમાનોને કુરઆને શરીફની તિલાવતની પરવાનગી

આપવામાં આવતે અને તેમને શિર્કભર્યાં ગીત લલકારવા અને માનાર્થે ઉભા થવા માટે મજબુર કરવામાં ન આવતે, પરન્તુ મુસલમાનોનો પુકારજ કયાં છે કે જે કોઇ સાંભળે છે. પુકાર પાછળ જો કોઇ શકિત અને તાકાત ન હોય તો તે પુકાર એક વ્યર્થ પુકાર સાબિત થઇને રહે છે.

(૫) આખી ઇસ્લામ આલમમાં મુસલમાનોનો એકજ (અને તે પણ એક રંગી) ઇસ્લામ ઝન્ડો છે. પરન્તુ અહીં હિદુસ્તાનમાં તેની ઉપર ત્રીરંગી ઝન્ડાને ઠોકી બેસાડવામાં આવ્યો છે, અને મુસલમાનોને મજબુર કરવામાં આવે છે કે તેઓ એ ત્રીરંગી ઝન્ડા સિવા બીજા કોઇ ઝન્ડાની સલામી અદા ન કરે. એ ઝન્ડાને ધારાસભાઓ કાન્સીલો, કોરપોરેશનો, મ્યુનીસીપાલટીઓ, સ્કુલો, મતલબકે દરેક સ્થળે ફરકતો કરવામાં આવે છે. મુસલમાનોને જે અકીદો અને આસ્થા એકરંગી "હિલાલી" ઝંન્ડા ઉપર હોઇ શકે છે, તેમનો ધર્મ અને સંસ્કૃતિનો તકાઝો છે કે તેઓ આએજ હિલાલી ઝન્ડાને કાઇમ રાખે, કે જેને અમારા વડવાઓ અને બુઝુર્ગોએ જગતના ખુણે ખુણે સ્થાપિત કર્યો હતો. પરંતુ અહીં હિન્દુસ્તાનમાં મુઆમિલોજ બીજો જોવામાં આવે છે!

(૬) ગાયની કુરબાની અને વધનો પ્રશ્ન લક્ષમાં લેવા જેવો છે અને અગત્યનો છે. બિહારની કોંગ્રેસી સરકારે પોતાના રાજ્ય અમલ સમયેમાં બકરી ઇદના પ્રસંગે શાન્તિ અને સુલેહની ઓથમાં ઘણા સ્થળોએ ફોજદારી ધારાની ૧૪૪મી કલમ હેઠળ મુસલમાનોને ગાયની કુરબાનીથી અટકાવ્યા હતા. એસેમ્બલીમાં જયારે તેની સામે પ્રોટેસ્ટ બતાવવા સભા મુલ્તવી રાખવાનો ઠરાવ આવ્યો,ત્યારે તે ઠરાવનો જવાબ આપતાં કોંગ્રેસી પ્રધાને

જણાવ્યું હતું કે શાન્તિ અને સુલ્હાના ભંગના ભયના કારણે એમ કરવામાં આવ્યું હતું. આ કોઇ અંગ્રેજનો જવાબ નથી, પરંતુ રાષ્ટ્રિય કોંગ્રેસી સરકારનો જવાબ છે. છ મહીના સુધી મોંઘીર ઝિલ્આ (જિલ્લા) ના અમીન કસ્બામાં આ દિલ દુ:ખાવનારો અને બેચયની ફેલાવનારો શિવાજી શાહી હુકમ કાયમ રહ્યો. એક સમયે ખુદ ગાંધીજીએ "ઇન્ડીઅન નેશન" અખ્બારનો તા. ૫-૩-૩૭ ના અંકમાં પોતાની કલમે લખ્યું હતું કે, "હું આ લીટીઓ ઇદના દિવસે લખી રહ્યો છું, કે જે દિવસ મુસ્લિમોને માટે આનંદનો અને હિન્દુઓ માટે દિલગીરીનો છે કેમકે મુસ્લિમ ભાઇઓ ગાયની કુરબાની કરે છે, જો કે તેઓ જાણે છે કે ગાયની હિન્દુઓ પૂજા કરે છે." મુંબઇખાતે મી. વલ્લભભાઇ પટેલે એક જાહિર સભામાં જણાવ્યું હતું કે, "હિન્દુઓ ગાયના પૂજક છે અને ગાયનું રક્ષણ તેમનો ધર્મ છે." લાહોર પાસે એક કતલખાનું લાખો રૂપીયાના ખર્ચે બંધાતું હતું. એ જોઇ સમસ્ત હિન્દુ જગતમાં ખળભળાટ મચી ગયો. સાધારણ હિન્દુથી લઇ ધર્મી ગાંધીજી તથા સામ્યવાદના હિમાયતી પંડીત જવાહરલાલ નેહરૂના હ્રદયો પણ હચમચી ગયા. આમ બાબત હોવા છતાંય તેઓ દેશભક્ત અને રાષ્ટ્રવાદીજ રહ્યા. પણ જો અમારા મી. આસિફઅલી કે ડોકટર કિચલુના ઘરે કુરબાની ઈદના પ્રસંગે ગાય કુરબાન થઇ જાય અને એ વાતનો પત્તો લાગી જાય કે તે સાહેબો ગાયનું ગોસ્ત ખાય છે, અથવા કોઈ મસ્જિદ સંબંધીની ચળવળમાં ભાગ લઇ રહ્યા છે અથવા બાહેરના ઇસ્લામી મુલ્કોની તરફ સહાનુભુતિ દર્શાવી રહ્યા છે તો તેઓ તુરતજ હિન્દૂઓની નજરમા ખુંચી જાય છે. મુસલમાનો જો માંગણી કરે અને પોતાના હકો માંગે તો તેમને કવમવાદીનું મ્હેણું મારી ચુપ કરી દેવામાં આવે છે. પરંતુ હિન્દુઓના શ્રી મૂખે જે પણ વાત પ્રગટ થાય તેને નેશનાલિઝમ-રાષ્ટ્રીગતાનું નામ આપવામાં આવે છે.

(૭) ઈસ્વીસન ૧૯૩૧ ના માર્ચ મહીનાના કરાચી ખાતેના કોંગ્રેસના અધિવેશનમાં મવલાના ઝફરઅલી ખાન સાહેબે સભાના પ્રમુખ સાહેબને વિનંતિ કરી કે નમાઝ માટે થોડીક મીનીટો સુધી સભાનું કામકાજ બંધ રાખવામાં આવે. પણ એ વિનંતિનો માત્ર પ્રમુખ સાહેબે નહીં બલ્કે ઘણા ખરા ફેશ્નેબલ રાષ્ટ્રવાદી નામધારી મુસલમાનોએ પણ અસ્વીકાર કર્યો, એટલું નહીં પણ તેની પર ટીકાઓ પણ કરી. મુસલમાનો તરફ આ મુજબની વર્તણુંક છે. પરંતુ માત્ર એક ગાંધીજીની પ્રાર્થના માટે જલ્સો કર્યો. કોંગ્રેસનું તમામ કામકાજ તથા દુન્યાનો સઘળો કારોબાર બંધ કરી દેવામાં આવે છે, અને ખુબી તો એ કે પ્રાર્થના કોઇ મંદિર, ધર્મશાળા કે પ્રાર્થનાલયમાં નથી કરવામાં આવતી પણ ખુલ્લમ ખુલ્લા મયદાનમાં સામાન્ય જનતાની હાઝરી વચ્ચે કરવામાં આવે છે, અને તેમાં માત્ર હિન્દુઓજ નહી, બલ્કે અમારા મહાન મુસ્લિમ લીડરો પણ ગર્વપુર્વક હાઝરી આપે છે.

(૮) કોંગ્રેસ હિન્દીઓને સિધ્ધાંતવાદને બદલે વ્યકિતત્વવાદ પર મજબુર કરે છે. જો કે ગાંધીજી કોંગ્રેસના ચાર આનાના સભ્ય પણ નથી તો પણ તેઓ કોંગ્રેસના એકના એક માર્ગદર્શક, ડીકટેટર અને સરમુખ્તાર છે. કોઇની શી મજાલ કે તેમના કાર્ય અને કથન ઉપર આક્ષેપ ટીકા કરે. આ વ્યકિતત્વવાદ અને લોકતંત્રઘાતનું દ્રષ્ય ત્રીપુરી ખાતેની કોંગ્રેસના અધિવેશનમાં બતાવવામાં આવ્યું તે કોઈથી અજાણ નથી. મુસલમાનોને મજબુર કરવામાં આવે છે કે તેઓ તેમને માત્ર રાજદ્વારી નેતાઓજ નહીં, બલ્કે "મહાત્મા" સ્વીકારી તેમની પવિત્રતાના માનનારા પણ બને મધ્ય પ્રાંતના વડા પ્રધાને સઘળા નવકરોને—પછી તે હિન્દુ હોય કે મુસલમાન—આ

હુકમ પહોંચાડયો હતો કે તેઓ ગાંધીના નામ આગળ હંમેશાં "મહાત્મા" શબ્દ લખતા રહે. વ્યક્તિત્વવાદનો આથી મોટો બીજો કયો દાખલો હોઇ શકે?! તત્વવેત્તાઓ સારી પેઠે જાણે છે કે પહેરવેશનો મનુષ્યોની આદત, આચાર અને અખ્લાક ઉપર કેટલી બધી અસર થાય છે. કોંગ્રેસનો આ આગ્રહ છે કે બધા કોંગ્રેસીઓએ–હિન્દુ હોય કે મુસલમાન–ગાંધી ટોપી પહેરવી જોઇએ. હું પુછું છું કે આવી સાધારણ વાતમાં આવા પ્રકારના આગ્રહનો શો અર્થ? જો હું ઇચ્છું તો આવી જાતના સેંકડો અને હજારો દ્રષ્ટાંતો તમારી સામે રજુ કરીને આ સાબિત કરી શકું છું કે વાયુંનું રૂખ બીજી દિશા તરફ છે............આમ કહેવાનો મારો ભાવાર્થ એ નથી કે કોંગ્રેસના પ્રોગ્રામમાં દરેક વસ્તુ મુસલમાનો માટે બિન લાભદાયી અને નુકશાન કર્તા છે, અથવા સદંતર અમલ કરવામાં ન આવે તેવી છે. પરંતુ આ ખુલાસાથી મારી મતલબ માત્ર એ છે કે કંઇ તમને જાહિરમાં દેખાડવામાં આવે છે, તેના પરદામાં પાછળ કાંઇ બીજું પણ છુપાયેલ છે, કે જે તમે જોઇ શકતા નથી. જે વસ્તુને તમે ખરૂં સોનું સમજો છો તે ખરી રીતે જોતાં બનાવટી, કે ગીલીટવાળી છે. તમારે કોંગ્રેસના દરેક મંથન અને કથનની સારી પેઠે તપાસ કરવી જોઇએ. કયાંય એવું ન બને કે તમે વગર વિચારે અને વગર જાણ્યે આંખો બંધ કરી તેની તકલીદ અને તાબેદારી કરવા લાગી જાઓ, અને પોતાના અસલી ધ્યેય કે જે ઇસ્લામે તમારે માટે નકકી કરેલ છે તેને ભૂલી જાઓ. તમારો ધ્યેય કોંગ્રેસના ધ્યેય કરતાં હજાર ગણું ઉંચો, વિશાળ અને ગૌરવ ભર્યો છે.....................

અમે એવું સ્વતંત્ર રાજ્ય ઇચ્છીએ છીએ. કે જેમાં મનુષ્ય ઝાતિને કશી પણ શિકાવત કરવા જેવું ન રહે. પછી તે મનુષ્ય હિન્દુ હોય કે

મુસલમાન, અંગ્રેઝ હોય કે અન્ય કોઇ ઝાતિનો ન કોઇના ઉપર ઝુલ્મ થાય કે ન કોઇની સાથે અન્યાય થાંય. દરેક મનુષ્ય પોતપોતાના સ્થળે સુખી સંતોષી, અને રક્ષિત હોય. દરેક જણને દરેક રીતે સ્વતંત્રતા, મુકમીલ આઝાદી ન્યાય, હક અને આરામ પ્રાપ્ત હોય. ભાઇચારો, સહનશિલતા અને ઇન્સાફ તેની બુન્યાદ હોય. એવી હુકુમત હોય કે સ્પેનના મુસલમાનોની જેમ હિન્દુસ્તાનના મુસલમાનો ધર્મ અને મઝહબ ત્યાગ કરવા મજબુર કરવામાં ન આવે. તેમની પાસેથી શસ્ત્ર અને હથયારો આંચકી લઇ તેમને હાથ પગ વગરના કરી દેવામાં ન આવે. તેમની સંસ્કૃતિ સંસ્કાર તથા કલ્ચરનો નાશ ન થાય. તેમને ભાવિ કેળવણી તથા પ્રગતિથી કોરા રાખવામાં ન આવે. તેમના માથા ઉપરથી હિલાલી ઝન્ડો ઝબરદસ્તીથી ઝડપી લઈ બિનઇસ્લામી ઝન્ડો ઠોકી બેસાડવામાં ન આવે. ન તેમની પાસે સરસ્વતી દેવીની પૂજા કરાવવામાં આવે, ન તેમને વંદે માતરમનું ગીત ગાવા તથા માનાથે ઉભા રહેવા મજબુર કરવામાં આવે, ન ગાયની કુરબાનીના ધાર્મિક કાર્ય બજાવી લાવવાની તેમને મના કરવામાં આવે, અને ન તેમને તેમની માતૃભાષા ઉર્દુની જગાએ ઝબરદસ્તીથી હિન્દી ધારા કેળવણી લેવાનું નક્કી કરવામાં આવે, ન તેમને એક ખાસ પ્રકારનો પોષાક પહેરવાની ફરઝ પાડવામાં આવે અને ન તેમને બિન ઇસ્લામી નામથી નવાઝવામાં આવે કહેવાનું તાત્પર્ય એ કે તેમને સ્પેનના મુસલમાનોની જેમ આ વાત ઉપર મજબુર કરવામાં ન આવે કે તેઓ હિન્દુસ્તાન ખાલી કરી પાછા અફગાનિસ્તાન. ઇરાન અરબસ્તાન કે તુર્કસ્તાનમાં ચાલ્યા જાય, અને જો હિન્દુસ્તાનમાં રહેવાનું પસન્દ કરે તો પોતાના ધાર્મિક સંસ્કારોથી હાથ ધોઇ બેસી બિન ઇસ્લામી સંસ્કૃતિ, કલ્ચર અને સભ્ય-

તાનો સ્વીકાર કરી લઇ દરેક રીતે "શુધ્ધ" થઇ જાય. આવી સ્થિતિ ન મુસલમાનો કબુલ રાખી શકે છે, અને ન કોઇ રીતે લઇ ચલાવી શકે છે.

**મહાસભા:** હિન્દુઓની બીજી સંસ્થા જે રાજદ્વારી મયદાનમાં બળ બતાવી રહી છે તે હિન્દુ મહાસભા છે. જાહીરમાં તો કોંગ્રેસ અને હિન્દુ મહાસભા બે જુદી જુદી રાજકિય સંસ્થા છે, જેમાં ઉપર ટપકેની દુશ્મનીની લાગણી પણ જોવામાં આવે છે. પરંતુ નિશ્ચય અને હેતુ અને પોલિસી તથા નીતિને જોતાં બેઉ એકજ છે. તફાવત ફકત એટલો છે કે, જે સ્વાર્થ અને હેતુ કોંગ્રેસ રાષ્ટ્રવાદનો ઝભ્ભો પહેરી લોકોને ફરેબ આપી પ્રાપ્ત કરવા માંગે છે, તેજ હેતુ હિન્દુ મહાસભાના પ્રોગ્રામમાં ખુલમ ખુલ્લા અને ઉઘાડી રીતે જોવામાં આવે છે જે વાતો કોંગ્રેસ છુપી છુપીને કરે છે, તે વાતો હિન્દુ મહાસભા ખુલ્લા શબ્દોમાં ઢંઢેરો પીટાવે છે. બેઉનો હેતુ બ્રિટીશ બેયોનેટ અને સંગીન નીચે હિન્દુસ્તાનમાં બહુમતિનું રાજ્ય કાયમ કરવાનો છે. કોંગ્રેસ બહુમતિ ધરાવવાના કારણે પોતાના ઇરાદાઓને ફરેબની સાથે ધીરે ધીરે અમલમાં લાવે છે. અને હિન્દુ મહાસભા માત્ર ઝડપભેર પોતાના કામ પર અમલ કરતી જાય છે.

હિન્દુ મહાસભા વારંવાર આ વાત જાહેર કરી ચુકી છે, હિન્દુઓ બહુમતિ કવમ છે અને મુસ્લિમો લઘુમતિ, તેથી મુસલમાનોએ જો હિન્દુસ્તાનમાં રહેવું હોય તો તેમણે પાશ્ચિમાત્ય લઘુમતિઓની જેમ રહેવું પડશે. અને તેમણે પોતાના હકકો અને લાભો બહુમતિની કૃપા

અને દયા ઉપર મૂકવા પડશે ૧...........બીજા શબ્દોમાં એમ કહી શકીએ છીએ કે હિન્દુ મહાસભાએ મુસલમાનોને એક ઉઘાડી ચેલેંજ આપી દીધી છે કે તેમણે હિન્દુસ્તાનમાં હિન્દુઓના ગુલામ બનીને રહેવું પડશે.

તદુપરાંત હિન્દુ મહાસભાનું પણ કહેવું છે કે હિન્દુસ્તાન હિન્દુ-ઓનો દેશ છે, અને મુસલમાનો પરદેશી છે, જેમણે અહીંયા આવીને અમારી માતૃભુમિને પરાક્ષતા કરી દીધી છે. તેમને હિન્દુસ્તાનમાં રહેવાનો લેશ માત્ર પણ હક નથી. તેમણે કાબુલ અને કન્દહારનો રસ્તો પકડવો જોઇએ.

આ તે શબ્દો છે જે હિન્દુઓની આંતરિક ભાવનાઓ અને મનેચ્છાઓને ઉઘાડી પાડી દે છે. જ્યારે હિન્દુઓમાં મુસલમાનોની વિરૂદ્ધ આવી તિરસ્કારયુક્ત લાગણીઓ હસ્તી ધરાવે છે તો આ બે કોમો વચ્ચે કેવી રીતે સમાધાન થઇ શકે છે..........મુસલમાનોએ હિન્દુ-ઓથી કોઇપણ ઝાતની આશા રાખવાને આકાશ કુસુમવત છે.

૧. આર્ય પોલિટિકલ કોન્ફરન્સ મુંબઇ, એપ્રીલ ૧લી ૧૯૪૦

# ખુલાસો

## હિન્દના ગુંચવાયેલા રાજકારણનુ નિવારણ
## અને
## હિન્દની આઝાદીનો પાયો પાકિસ્તાન.

(૧) રાજદ્વારી દ્રષ્ટીઓ સંબંધ ઝુરૂરત પ્રમાણે જોઇએ તે કરતાં વધુ ચર્ચા કરવામાં આવી ચુકી છે. અને તેથી સારી પેઠે સમજાયું છે કે હિન્દુસ્તાન કે જ્યાં પશ્ચિમી દુન્યાથી તદ્દન જુદીજ સ્થાતિ છે, ત્યાં પાશ્ચિમાત્ય દ્રષ્ટિબિન્દુનું ગ્રહણ કરવું માત્ર ન્યાયનું ખુન કરવા સમાન છે એટલું નહીં, બલ્કે પ્રકૃતિની વિરૂધ્ધ છે. જગતમાં જ્યાં જ્યાં સ્થાનિક સ્થીતિનો વિચાર કર્યા વિના રાજદ્વારી દ્રષ્ટિબિન્દુઓ ઠોકી દેવામાં આવ્યા તેનો અનુભવ માત્ર નિષ્ફળતા બલ્કે કડવો સાબિત થયો છે. અને તે રાજ્યો પણ ટુંક મુદ્દતમાં ખેદાન મેદાન થઇ ગયા. દાખલા તરીકે તમે તે રાજ્યો ઉપર નજર કરો કે જે ઇસ્વી સન ૧૯૧૪ ના મહા યુધ્ધના ઉત્પન્ન કરેલા હતા, અને જે સમાનતાના સિધ્ધાંતોની વિરૂધ્ધ કાયમ કરવામાં આવ્યા હતા, આજે તે રાજયોનો જે હશ્ર થયો છે તે દરેક આંખ જોઇ રહી છે. જો ખરૂં પૂછો તો ચાલુ ભયંકર ધમસાણની જડ આ એજ સ્વભાવ વિરૂધ્ધ રાજ્યોની રચના છે.......ત્યાં તો ફકત લોહીનોજ ભેદ છે. પરંતુ અહીં હિન્દુસ્તાનમાં અલગપણાંની એવી અનેકાઅનેક જડો છે. અહીં ધાર્મિક મતભેદો, સંસ્કૃતિ અને સંસ્કારના ભેદ, ભાષા અને

લોહીના ભેદ હસ્તી ધરાવે છે. આવા એક બીજાથી અથડાતા વિરોધી તત્વો કેવી રીતે એકજ ફેડરેશનના (સંયુક્ત સામવાય તંત્ર) તળે ભેગા થઇ શકે છે, અને કયું રાજદ્વારી દ્રષ્ટિબિન્દુ એ ફેડરેશનને ટેકો આપી શકે છે? હિન્દુસ્તાનને એક ફેડરેશન હેઠળ ધપાવવું સદંતર પ્રકૃતિ વિરૂદ્ધ છે.

(૨) લોક તંત્રનો સિધ્ધાંત છે કે બહુમતિની સત્તા હોય. તો પછી શું કારણ છે કે જ્યાં મુસલમાનોની બહુમતિ છે ત્યાં મુસલમાનોની સત્તા કાયમ ન થાય? મુસ્લિમ બહુમતિવાળા પ્રાંતોને હિન્દુ બહુમતિવાળા પ્રાંતોની સાથે જોડી દઇને મુસલમાનોને સામુદાયી કોમ તરીકે હિન્દુઓના અધિકાર હેઠળ રાખવા તે કઇ સમાનતાના સિધ્ધાંત મુજબ છે? અને કયા રાજદ્વારી દ્રષ્ટિબિન્દુએ યોગ્ય છે? હિન્દુસ્તાનમાં મુસલમાનો અને હિન્દુઓ મોટી કોમો છે, અને તેમનો ધર્મ તથા સંસ્કૃતિ પણ જુદી છે. આ વાતનો જોઇન્ટ સિલેકટે સ્વીકાર કરેલ છે. એ માટે અહીની સ્થિતિ મુજબ દ્રષ્ટિબિન્દુઓનો તકાઝો એ છે કે હિદુસ્તાનને બે વિભાગોમાં વહેંચી નાખવામાં આવે. મુસ્લિમ હિન્દ તથા હિન્દુ હિન્દ. મુસલમાનો પોતાની હુકુમત કાયમ કરે અને ફુલે તથા ફાલે. હિન્દુઓ પોતાનું રાજ્ય સ્થાપે અને પ્રગતિ કરે. ન હિન્દુઓને શિકાયત કરવા જેવું બાકી રહેશે, ન મુસલમાનોને ફર્યાદ કરવાનું અને આંતરિક ઝગડો પણ સદંતર નાબુદ થઈ જશે. આ વહેંચણી સ્વભાવિક હશે. અને લાભદાયક પણ નીવડશે. અને બેઉ કોમ પોતપોતાની આઝાદી માટે સઘળી શકતી બાહેરના બળ સામે ખર્ચ કરશે એટલે હિન્દુસ્તાન વરસોને બદલે દિવસોમાં આઝાદ થઈ જશે. આ એજ વહેચણીનું નામ વીશાળ શબ્દમાં "પાકિસ્તાન" છે. પાકીસ્તાન અને માત્ર પાકિસ્તાનજ હિન્દુસ્તાનના રાજકારણનો એક ઉકેલ છે, તેમ આઝાદીનો પાયો પણ છે.

(૩) પરંતુ અફસોસ સાથે કહેવું પડે છે કે અંગ્રેજો ખરી બિનાઓને વિસારી દે છે. અને તેમને આ વાતનું ભાન થતું નથી કે ઇંગ્લેંડની જેમ હિન્દુસ્તાનમાં લોકતંત્ર સફળ નીવડી શકતું નથી. હિન્દુસ્તાનમાં ધર્મ, ખુદા અને મનુષ્યની દરમિયાન એકસરખી માન્યતા નથી. અને અહીં કોઈ પણ માણસ પોતાના ધાર્મિક અકીદાને રાજદ્વારી ઉપર કુરબાન કરવાને તૈયાર નથી. એજ કારણ છે કે હજુ સુધી હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે સંગીન એકસંપી થવા પામી નથી. **જો બ્રિટીશ મુત્સદ્દિઓ અને રાજપુરૂષો ખરેખર સમાન ધોરણે અહીંની કવમોને સ્વતંત્રય આપવા માંગે છે તો અહીં એકને બદલે બે રાજ્યો સ્થાપવા જોઇએ. તદુપરાંત હિન્દુસ્તાનની આઝાદી માટે અન્ય બીજો કોઇ માર્ગ નથી.**

## હિન્દુઓની ગુલામીમાંથી મુક્તિ

ગાંધીજીના માર્ગદર્શન અને સરમુખ્ત્યારી હેઠળ કોંગ્રેસના જે હેતુઓ છે તે હવે છુપા રહેવા પામ્યા નથી. કોંગ્રેસની શરૂઆત અંગ્રેજોની મદદ અને માર્ગદર્શનથી થઇ. અને હિન્દની જે મુડીથી તેણે હિદુસ્તાનમાં સત્તા પ્રાપ્ત કરી છે તે પણ અંગ્રેજોની દયા અને માયાને આભારી છે. મુસલમાનો જો જરા આંખો ઉઘાડી જુએ તો આ હકીકત બરાબર જોવામાં આવશે કે કોંગ્રેસ ભવિષ્યમાં પણ અંગ્રેજોના કૃપાભર્યા છત્ર હેઠળ આશરો લઈ નિશ્ચત સ્થળે જવાનો ઇરાદો રાખે છે. ગાંધીજીએ હિન્દુ રાજનો જે નકશો તૈયાર કર્યો છે તેની બે બાજુઓ છે તેઓ જાણે છે કે હિન્દુસ્તાનમાં હિન્દુરાજની સ્થાપના તથા તેના ટકાવ માટે જુરૂરી છે કે એક બાહેરના હુમ્લાઓથી હિન્દુઓનું રક્ષણ કરવામાં આવે અને બીજું દેશમાં મુસલમાનોની દુઃખદાયક તથા સ્વમાનપ્રિય લઘુમતિને પોતામાં સમાવી દેવામાં આવે.

બાહેરના હુમ્લાઓ સામે મહાશય ગાંધીજીનો આ ઠરાવ છે કે બ્રિટીશ સામ્રાજ્યમાં રહીને લોકતંત્ર પ્રાપ્ત કરવું, કે જેથી બાહેરના હુમ્લાઓ સામેના બચાવનું કામ બ્રિટીશ બેયોનેટને સોંપાવાય, અને હિન્દુસ્તાનના કિલ્લા (ગઢ) ની અંદર અંદર બહુમતિ પોતાની કાતિલ કાર્યપધ્ધતિ લઘુમતિઓ ઉપર નિરાંતે ચાલુ રાખી શકે.૧

દેશની અંદરો અંદર હિન્દુ બહુમતિના બીજા કોઈના જોડાણ વિના સંપૂર્ણ સત્તા પ્રાપ્ત કરવાને માટે જે છુપા અને ઉઘાડા કાવત્રાં કરવામાં આવી રહ્યાં છે તે ઘણાં ભયંકર અને હાનિકારક છે. એ કાવત્રાં બે પ્રકારનાં છે : ૧–બંધારણિય તથા ૨–સંહારક.

**બંધારણિય હથ્યાર:** હિન્દુ રાજનું સ્વપ્નનું તથા મહાશય ગાંધીજીના બધા ઇરાદાઓના કિલ્લા માત્ર એકજ બુન્યાદ પર કાયમ છે. કે હિન્દુસ્તાનમાં એક પ્રજાતંત્ર સ્થાપવામાં આવે કે જેમાં હિદુઓને પરિપૂર્ણ ફયસ્લા કરવાનો હક હાસિલ હોય. આએજ વિચારથી અછુતોને હિન્દુ બનાવવામાં આવે છે. તેમના માંટે મંદિરો ખોલવામાં આવે છે, અને એજ એ વાત છે જે ગાંધીજીના "પુના પેક્ટ" (Poona Pact) ને માટે મરણ પર્યન્તના વૃત્તનું કારણ બની હતી.

**સંહારક હથ્યાર:** ઇસ્લામી કલ્ચરનો નાશ. હિદુઓ સનાતન કાળથી કવમો અને ધર્મોને પોતાની અંદર અદ્રશ્ય કરતા આવ્યા છે. અને હમણા હિન્દુ રાજ્યને પરિપૂર્ણ કરવા માટે આ પુરાણા અમલને પુનર્જીવન આપવાં માગે છે. તેમનો નિશ્ચય એ છે કે મુસલમાનોને–કે જેઓ

૧. ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ ૨૧ જાન્યુઆરી ૧૯૪૦

સૈકાઓથી અહીં આબાદ હોવા છતાં એક બળવાન કવમ રહી છે, અને પોતાના ઇંસ્લામી કલ્ચર તથા સંસ્કૃતિને તજી દેવા તૈયાર નથી તેમને હિન્દુઓમાં સમાઇ જવાને માટે અભેદ મર્ગોદ્વારા તેયાર કરવામાં આવે. એટલેજ તો એ હેતુ માટે સંયુકત રાષ્ટ્રવાદનું ધતીંગ ઉભું કરવામાં આવ્યું છે.

(૪) ઇસ્લામી કવમનો મૂળ પાયો ધર્મ છે, અને તેમનું એક કવમ તરીકેનું આસ્તિત્વ એજ અકીદાની રૂએ કાયમ છે. પરંતુ હવે આ પાઠ (ઉંડો) ભણાવવામાં આવે છે કે કવમનું ચણતર રાષ્ટ્રવાદ ઉપર હોવું જોઇએ, કે જેથી ધર્મની હયશિયત પલ્ટાઇ જાય અને હિન્દી મુસલમાનોની જુદી હયશિયતની એક સરહદ નાબૂદ થઈ જાય

અલગ મતાધિકારને એટલા માટે ખરાબ સમજવામાં આવે છે કે તે મુસલમાનોના અલગ જીવન માટે જામીન રૂપ છે, અને તેમને હિન્દુઓમાં સમાઇ જતાં અટકાવે છે. કેળવણીની "વર્ધા સ્કીમ" તથા "વિદ્યા મંદિર" સ્કીમની અંદર આ હેતુ બોલી રહ્યો છે કે, મુસલમાન બાળકોને ધર્મની જગતીય સત્યતાના માનનારા બનાવી એ શિક્ષણ આપવામાં આવે કે હિન્દુ ધર્મમાં પણ એવી સત્યતા મવજુદ છે, જેવી કે ઇસ્લામમાં છે, કે જેથા ઇસ્લામી સચ્ચાઇની ધાર્મિક લાગણી–કે જે મુસલમાનોએ કાયમ રાખી છે અને જેના પ્રતાપે તેઓ હિન્દુસ્તાનમાં આજ પર્યન્ત જીવતા છે તેને–ધુળભેગી કરી દેવામાં આવે.

ગૌરક્ષા માટે ગાંધીજીએ કોન્ફરંસ કાયમ કરી છે, તે પણ આ યોજનાનો એક વિભાગ છે. ઉર્દુને નાબુદ કરવા અને હિન્દીને કાયમી કરવા જે ધમાલ મચાવવામાં આવી અને હજી પણ મચાવવામાં આવે છે તે પણ આએજ હેતુ પ્રાન્તિનું એક સાધન છે. ગાંધીજી એક તરફ મુસલમાનોના

અલગ આસ્તિત્વનો નાશ કરવામાં નિમગ્ન છે, તો બીજી તરફ તેમનું ધ્યાન ઇસ્લામી પ્રાંતો ઉપર લાગેલું છે કે ત્યાં તૂફાન મચ્યા કરે કે જેથી મુસ્લિમ બહુમતિ કયાં પણ સત્તા ઉપર આરૂઢ થઈ તેમના માર્ગમાં કોઇ અટકાયત પયદા ન કરી દે.

ટુંકમાં એ કે ગાંધીજી અને બીજા હિન્દુ આગેવાનો રચિત બંધારણિય લોકતંત્ર ઉપર ગાંડા ઘેલા થઈ રહ્યા છે, જ્યારે મુસલમાનો એ સમજી રહ્યા છે કે તેઓ (હિન્દુ આગેવાનો) મુસલમાનો અને બીજી લઘુમતીઓના લાભ માટે શુભ નિષ્ઠાથી પ્રજા–સત્તાક સ્થાપવા માંગે છે. શું હિન્દુસ્તાનના સંયુકત રાષ્ટ્રવાદના પ્રેમી મુસલમાનોએ કયારેય આનો વિચાર કર્યો છે કે જે લોકતંત્રને હિન્દુઓ હિન્દુસ્તાનમાં લાવવા માંગે છે તેમાં મુસલમાનોના ધાર્મિક અને કવમી અસ્તિત્વના શા હાલ હવાલ થશે? શું આ હકીકત નથી કે હિન્દુ બહુમતિ જેમ ઇચ્છશે તેમ અમારા ધર્મ અને સંસ્કૃતિની સાથે વર્તાવ કરશે. અને અમે હાથ ધસ્તાં રહી જઇશું.

આવા પ્રકારનું લોકતંત્ર હિન્દુઓ માટે તો બેશક આઝાદી બની શકે છે, પરંતુ અમારા કવમી અસ્તિત્વ માટે તો એ મૃત્યુના સંદેશા સમાન છે. આ ભયથી બચવા માટે એકજ માર્ગ છે, અને તે "પાકિસ્તાન" હિન્દુસ્તાનને બે વિભાગોમાં વહેંચી નાખવામાં આવે, અને મુસ્લિમ ફેડરેશન અલગ કાયમ થાય.

(૫) હિન્દુસ્તાન એક વિશાળ ખંડ છે. તેમાં કેટલાક ન્હાના મ્હોટા દેશો આવેલા છે. તેમાં સેંકડો વર્ગો અને કવમો વસે છે. તેમનો ધર્મ, તેમની સંસ્કૃતિ, તેમના રિતરિવાજો, તેમનું સામાજીક જીવન,

પહેરવેશ, ખાનપાન, ભાષા વગયરે બાબતો ભિન્નભિન્ન છે. આ તફાવતના કારણે આજ પર્યન્ત અનેકાનેક ખૂની પરિણામો ઉદભવ્યા છે. કેટલીક હિતેચ્છુ અને ભલી વ્યક્તિઓએ તે ઝગડાઓને મટાડવાના પ્રયત્નો કર્યો. એકતા કોન્ફરન્સો ભરાઇ. અખ્બારોમાં ઉ-તેજક ચર્ચાઓ થઈ. પરન્તુ એ બધી કોશીશો અને પ્રવૃતિનો શો નતીજો? ફરી એજ ઝગડા અને ખુનામરકીઓ! ગાંધીજી અને કાઇદે અઅઝમ જનાબ જિનાહ સાહેબ અનેક વેળા એકબીજાને મળ્યા. પ્રમાણિક અને નિર્મળ પ્રયત્નો આદર્યો કે ઝગડાનો કોઈ પણ રીતે ઉકેલ મળી આવે. પરન્તુ બે કટર વિરોધી સંસ્કૃતિઓ એક પ્લેટફોર્મ ઉપર ભેગી થઇ શકી નહીં. આ ઝગડાઓનો અંત આણવાનો છેલ્લો ઉપાય એજ છે કે હિન્દુસ્તાનને બે વિભાગોમાં વહેંચી નાખવામાં આવે, કે જેથી ન કોઈ હકોનો ઝગડો બાકી રહે, ન ગાય–વાજાંનો. બેઉ કવમો પોતપોતાના મુલ્કોમાં પોતાની પ્રગતિ અને ઉન્નતિ માટે અથાગ પ્રયત્નો કરે.

ટુંકમાં એકે :—

(૧) રાજધારી દ્રષ્ટિબિન્દુઓ આ વાતને ટેકો આપે છે કે હિન્દુસ્તાનને બે ભાગોમાં વહેંચી નાખવામાં આવે. હિન્દુ હિન્દ તથા મુસ્લિમ હિન્દ. બીજો કોઇ રાજધારી દ્રષ્ટિબિન્દુ આ વાતની પરવાનગી નથી આપતો કે હિન્દુસ્તાનને એક ફેડરેશનના હેઠળ લાવવામાં આવે.

(૨) અહીંની રાજકીય પરીસ્થીતી આ વાતનો તકાઝો કરે છે કે હીન્દુસ્તાનના બે ભાગલા કરી નાખવામાં આવે.

(૩) મુસલમાનોની મુક્તી એમાંજ છે કે હીન્દુસ્તાનની બે વિભાગોમાં વહેંચણી કરી નાખવામાં આવે.

એટલેજ આ સમયે અમારા મુદ્રાલેખ "**પાકિસ્તાન**" જ હોવું જોઇએ. એજ અમારી મુસીબતોનો ઇલાજ. મુસલમાનોને જોઇએ કે ભાવી ભયો અને ખાસ્તીઓને ઇસ્લામી દ્રષ્ટીબીન્દુથી જુએ અને પાકીસ્તાનના માટે કમર બાંધી તૈયાર થઇ જાય.

પ્રકરણ ૩ જું.

# "પાકિસ્તાન"

**પાકિસ્તાન:** પાકિસ્તાનની વ્યાખ્યા આ સમયે આવી રીતે કરવામાં આવે છે કે હિન્દુસ્તાનને રાજદ્વારી દ્રષ્ટિએ બે વિભાગમાં વહેંચી નાખવું.

(૧) ઇસ્લામી હિન્દ, હિન્દુસ્તાનનો તે વિભાગ જ્યાં મુસલમાનો બહુમતિમાં છે, અને મુસ્લિમ રાષ્ટ્રો અર્થાત સિંધ, બલુચિસ્તાન, સરહદ પંજાબ, બંગાળ, આસામ, હયદરઆબાદ દક્કન.

(૨) હિન્દુ હિન્દ.

ઇસ્લામી હિન્દમાં મુસલમાનો બીજાઓ કોઇની ભાગીદારી વિના પોતાનું રાજ્ય કાયમ કરે. અને બાકી હિન્દ હિન્દુ રાજ્ય તળે ચાલ્યું જાય. ન મુસલમાનો હિન્દુઓની અસર નીચે રહે અને ન હિન્દુઓ મુસલમાનો સાથે કોઈ શિકાયત રહેવા પમે.

**નામ રાખવાનું કારણ:** અર્થની રૂએ પાકિસ્તાન પાંચ પ્રાંતોનું બનેલું છે. ૧–પંજાબ, ૨–અફ્ગાની (સરહદ) પ્રાંત, ૩–કાશ્મીર, ૪–સિંધ, ૫–બલુચીસ્તાન પહેલા ચાર પ્રાંતોના શરૂઆતના અક્ષરો (પે, અલીફ, કાફ, સીન **પાકિસ**) અને છેલ્લા પ્રાંત બલુચીસ્તનના છેલ્લા ત્રણ અક્ષરો (તે, અલીફ, નૂન–**તાન**) આ શબ્દોને ભેગા કરવાથી '**પાકિસ્તાન**'' શબ્દ બને છે, જે પોતામાં અર્થ પણ ધરાવે છે.

# પાકિસ્તાન ચળવળનો ટુંક ઇતિહાસ

અંગ્રેજી સત્તાની સ્થાપ્ના પછી હિન્દુસ્તાનમાં એક નવા દોરનો આરંભ થયો. મુસલમાનોના હાથમાંથી રાજ્યસત્તા નિકળી જઇ અંગ્રેઝોના હાથમાં ચાલી ગઇ. આજ પર્યન્ત મુસલમાનોમાં હુકુમતની બુ બાકી હતી અને અઝાદીની ધગશ પણ બાકી હતી, જેણે અગણિત ક્રાંતિકારી સ્વરૂપો ધારણ કરી. પરંતુ તુરતમાંજ તે લાગણીઓ અને ધગશોમાંની કેટલીકોને તો કચરી નાખવામાં આવી અને બાકીની પોતમેળે ઠંડી પડી ગઇ. આ દરમિયાન સલ્તનતને કાયમ રાખવા માટે સમજો કે રાજકીય રહસ્ય સમજો નવી સરકારે હિન્દુસ્તાનને ડેમોક્રેસીના નવા દ્રષ્ટીબીન્દુ અર્પણ કરવામાં આવ્યું. શાળાઓ, કોલેજો અને અખબારોમાં તેનું પોષણ થવા લાગ્યું. હીન્દુઓ જેઓ આ સમયે હરેક હાલમાં આગળ વધેલા જોવામાં આવે છે, તેમણે હુકુમતના તકાઝાને જાણી લધું અને પ્રજાસત્તાકમાં પોતાની પ્રગતી અને વડાઇનું તેમને ભાન થઇ ગયું. આ કવમ કે જે સદીઓથી ગુલામ રહેતી આવી હતી તેને રાજ્યસત્તાના સ્વપ્ના આવવા લાગ્યા. અને મુસલમાનો પણ કે જેઓ એ સમયે સામાન્ય રીતે નાહિમ્મત થઈ ગયા હતા, તેઓ પ્રોપેગેન્ડાના જાદુએ ભાવિ ભયોથી આંખો બંધ કરી પ્રજાસત્તાકના ગુણ ગાવામાં મસ્ત થઈ ગયા.

મુસલમાનોના સદભાગ્યે મરહુમ ડોકટર સર મુહમીદ ઇકબાલની ચતુર દ્રષ્ટિએ ભવિષ્યમાં આવનારા ભયને જોઇ લીધું અને મુસલમાનોને સમયસર ચેતવણી આપી દીધી કે જે રાજધારી બંધારણય ઇન્કિલાબ હિન્દુસ્તાનમાં આવશે તેનો પાયો પ્રજાસત્તાક પર કાયમ થશે. જેમાં:—

**બુન્દુકો ગિના કરતે હય તોલા નહીં કરતે.**

તેના નિર્ણયો માત્ર માથાઓની ગણત્રીથી અમલમાં આવશે, અને જાહિર છે કે મુસલમાનો કોઇપણ રીતે બંધારણિય બહુમતિ નહીં મેળવી શકે. તેમની સંખ્યા ન્હાની છે, તેથી તેમની આવાજ અસર-વિહોણી અને બિનહકીકત રહેશે......પ્રજાસ-તાક હંમેશાં આરામનું વાદળું નથી હોતી પરંતુ.

**દેવે ઇસ્તિબદાદ જમહુરી કબામે પાએ કોબ**

**તુ સમજા હય કે આઝાદિકી હય નીલમ પરી**

—ઇકબાલ

મરહુમ ઇકબાલ સાહેબને પુરેપુરી રીતે જણાય આવ્યું કે જે ચીઝ પ્રજાસતાકનું મૂળ છે તે વસ્તુના હિન્દુસ્તાનમાં વાખા છે. હિન્દુઓ અને મુસલમાનોમાં છેલ્લા દોઢસો વરસથી કંઈ પણ એકસરખાપણું જોવામાં નથી આવતું. જો કંઈ એકસરખાપણું જોવામાં આવે છે તો તે એ છે કે બેઉ એક ત્રીજી પ્રજાના ગુલામ છે. આવી ગુલામીએ હિન્દુસ્તાનને રાજકિય દ્રષ્ટિએ સંયુકત દેશ બનાવી દીધેલ છે. નહીં તો હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે કોઇ એવું જોડાણ નથી કે જે બેઉને સતંતર એકજ કવમ હોવાનું જાએઝ રાખે. હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે ઐતિહાસિક, સંસ્કૃતિક, સામાજીક ઇત્યાદી બાબતોમાં જે વિશાળ અખાત આડો વચમાં આવેલો છે, તેને નકલી સમજુતીઓના ગારાથી પુરવાના પ્રયત્નો કદિ સારા પરિણામો લાવી શકતા નથી, અને વળી સૌથી વધુ ચાલુ સમયના રાજ-

દારી લોકો જેઓ "શુધ્ધિ" અને "સંગઠન" ની ચળવળોના ઉત્પાદકો છે, તેમનાંથી કદિ કોઇ પ્રકારની સહિષ્ણુંતાની આશા રાખવી સ્વભાવની વિરૂદ્ધ છે.

મરહુમ અલ્લામા ઇકબાલ સાહેબના મત મુજબ આ અભાગ્ય દેશના કવમી ઝગડાઓનો એજ ઇલાજ થઇ શકતો હતો કે બધી કવમોને અલગ જીવન હકો આપવામાં આવે. તેમના જુદા અસ્તિત્વને નાબુદ કર્યા વિના આપસમાં સહાનુભુતિ અને હમદર્દી પયદા કરવામાં આવે જેમકે ઉત્તર હિન્દુસ્તાનમાં મુસલમાનો બહુમતિમાં છે એટલે તેમનું કેન્દ્ર બનવાથી તેઓ પોતાની સંસ્કૃતિ મુજબ જીવિત રહી શકે.

જેમકે ઇસ્વી સન ૧૯૩૦ના ડીસેમ્બર મહીનામાં ઇસ્લામના લાડીલા વિચારક અને મુત્સદ્દીએ મુસ્લિમ લીગની વાર્ષિક બેઠકમાં એક ઐતિહાસિક ભાષણ કર્યું હતું. જેમાં તેમણે ઇસ્લામ અને મુસલમાનોની સલામતી માટે એ ઠરાવ રજુ કર્યો કે ઉત્તર અને પશ્ચિમ હિન્દના તે પ્રાંતો કે જ્યાં મુસલમાનોની બહુમતિ છે તેને અલગ પાડી નાખવામાં આવે, અને બ્રિટનની દેખરેખ હેઠળ અથવા બ્રિટનથી આઝાદ થઇ એક મુસ્લિમ સલ્તનત કાયમ કરવામાં આવે.

"પશ્ચિમ મુલ્કોની જેમ હિન્દુસ્તાનની આ સ્થીતિ કે તેમાં એકજ પ્રજા હોય. એકજ લોહીની સાથે સંબંધ ધરાવતી હોય અને તેમની ભાષા પણ એકજ હોય. હિન્દુસ્તાન જુદી જુદી પ્રજાઓનો દેશ છે. જેમનું લોહી—નસલ, ભાષા, ધર્મ સર્વ એકબીજાથી તદ્દન અલગ છે તેમના કથન અને કાર્યોમાં તે લાગણી પયદા થઇ શકતી નથી કે જે એક લોહીના જુદા જુદા માણસોમાં મવજુદ હોય છે,

"મારી ઇચ્છા છે કે પંજાબ, સરહદ પ્રાંત, સિંધ અને બલુચિસ્તાનને એકજ રાજ્યમાં ભેળવી દેવામાં આવે. પછી ભલે તે રાજ્ય બ્રિટીશ સલ્તનતની અંદર સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે અથવા તેની બાહેર રહે."

ઉપલા ઠરાવમાં જોકે જાહિર રીતે હિન્દુ મુસ્લિમ સવાલનો ઉકેલ બતાવવામાં આવ્યો હતો, પરંતુ તેમાં એ ચિન્ગારી મવજુદ હતી કે જે મુલ્ક પચાવી પાડવાની આકાંક્ષાની વિરૂદ્ધ એક ભયાનક "બળવા" ના ભડકાને ભડકાવનારી હતી. એથી હિન્દુ રાજ્યનું સ્વપ્નું ખોટું પડવાનું હતું. અને શુદ્ધિ તથા સંગઠનના દેવતાઓના તે નિર્ણયો ધુળમાં મળી જતી કે જે દ્વારા તેઓ હિન્દુસ્તાનના મુસલમાનોને હિન્દુઓના ગુલામ બનાવવા માગતા હતા. મુસલમાનોની જાગૃતિ તેમને ક્યારે ગમતી હતી ? અને તેઓ કેમ સહન કરી શકે છે કે મુસલમાનો હિન્દુઓથી અલગ થઈ જઇ પોતાનું જુદું રાજ્ય કાયમ કરે. તેથી હિન્દુઓએ એક છેડેથી લઇ બીજા છેડા સુધી આ ઠરાવની મસખરી ઉડાવાવી શરૂં કરી દીધી, મરહુમ અલ્લામા ઇકબાલ સાહેબને અસંખ્ય "ખિતાબો" આપવામાં આવ્યા અને તેમના વિચારોને કવમવાદી, ટુંક–દ્રષ્ટિવાળા અને ગાડપણભર્યા કહેવામાં આવ્યા.

મુસલમાનો પણ (જેમની રાજદ્વારી સમજનું શું ઠેકાણું) હિન્દુઓના પ્રોપેગેન્ડાથી એકદમ આડે માર્ગે દોરવાઈ ગયા. સંયુક્ત રાષ્ટ્રવાદ અને પ્રજાસત્તાકના પ્રવાહમાં તણાઇ ગયા. ભાવી ભયોને ભુલી ગયા. હીન્દુ કવમની "વાણીયા નીતી" અને સરકારની "હીન્દુનવાઝી" ને વીસરી ગયા. અને મહાન મુત્સદ્દી (મરહુમ ઇકબાલ) ના દ્રષ્ટીબીન્દુને અનુમોદન આપવાને બદલે વગર વીચારે અને વગર સમજ્યે તેની વીરૂધ્ધમાં ઢોલ પીટવાનું શરૂ કરી દીધું. પરંતુ એ વીરૂદ્ધતા

છતાંય પાકીસ્તાનની જે ચીનગારી પ્રગટ થઇ ચુકી હતી તે ભડકતી રહી તે એટલે સુધી કે તેના ભડકા આજે સમસ્ત હીન્દુસ્તાનમાં ભડકી રહ્યા છે.

હીન્દુસ્તાનવાળાઓ ઉપર હવે આ વાત બીલકુલ જાહેર થઇ ચુકી છે કે, હીન્દુઓ કેવી જાતની આઝદી ઇચ્છી રહ્યા છે? તેઓ શું માંગે છે? તેમની વાણી અને આચરણ કેવા છે? અને સંયુક્ત રાષ્ટ્ર વાદનું ધતિંગ કરોળીયાનું જાળું, અને બંધારણિય ધારાસભા (Assembly constituent) શિકારીની એક નવી જાળ છે, એજ ગૃહસ્થે. જેઓ એ સમયે મરહુમ ડોકટર ઈકબાલ સાહેબના ઠરાવનો સખ્ત વિરોધ કરવાની પોતાની ફર્ઝ સમજતા હતા, આજે તેઓજ હીન્દની વહેંચણી માટે તલપાપડ થઇ રહ્યા છે..................... ........મુસલમાનો પોતાના હકોના રક્ષણ માટે કયારે તો પરદેશી સત્તાઓની સ્વાર્થી રાજધારી પર ભરોસે રાખવાને ટેવાયલા હતા, અને કયારે તેઓ કાકલુંદીભરી નઝરે આ દેશની હીન્દુ બહુમતી સામે જોતા હતા. ખુદાના લાખ લાખ શુકર કે રાજકીય અંધારાના વાદળાં મુસલમાનોની આંખો ઉપરથી વીખરાઇ ગયા છે. અને દ્રષ્ટીબીન્દુ કે જે મુસલમાનોની નઝરોથી વરસો થયાં અદ્રષ્ય હતું, તે આજે પ્રકાશમાં આવી જઇ દેખાવા લાગ્યું છે. આએજ મી જીનાહ કે જેને એક સમયે (રાષ્ટ્રવાદીઓ—કોંગ્રેસીઓ) "એકતાના પયગમ્બર" કહેતા હતા, તેમને પોતાને બોલવું પડયું કે:

"લોકો મને પૂછે છે કે અમારો મુદ્રાલેખ અને દ્રષ્ટિબિન્દુ શું છે?... વાત બિલ્કુલ ખુલ્લી છે. એક તરફ બ્રટીશ સામ્રાજ્ય હિન્દુસ્તાન ઉપર હુકુમત કરવા માંગે છે અને બીજી તરફ હિન્દુ કવમ મુસલમાનો ઉપર

રાજ્ય કરવાની આકાંક્ષા રાખે છે, પરંતુ અમે કહીએ છીએ કે અમે ન બ્રિટનને ન ગાંધીને મુસલમાનો ઉપર અધિકાર ચલાવવાની હક આપી શકીએ છીએ, તેમ ન અમે એ બેઉ સંયુક્ત શક્તિઓના તાબેદાર બનવા-રહેવા માંગીએ છીએ. અમે મુસલમાનો આઝાદ થવા માંગીએ છીએ, અને આઝાદ થઇને રહીશું."

(મુસ્લિમલીગ કાઉન્સીલની કાર્યવાહી. ૧૯૪૦ ફેબ્રુઆરી દીલ્હી ખાતેની બેઠક.)

છેવટે મુસલમાનોની એકની એક રાજદ્વારી પ્રતિનિધીત્વ ધરાવનારી સંસ્થા (મુસ્લિમ લીગ) ને આ માનવું પડયું કે હિન્દુસ્તાનની આઝાદીનો અર્થ "હિન્દુ રાજ્ય" છે. અને હિન્દુઓથી કોઈપણ પ્રકારના સમાધાન અને સહાનુંભુતિની આશા રાખવી પણ વ્યર્થ છે. તેથી મુસ્લિમ-લીગને પણ હિન્દના ભાગલા તરફ ધ્યાન આપવું પડયું, કે જે હિન્દની રાજધારી ગુંચોનો અંતિમ અને સ્વભાવિક ઉકેલ છે. તેથીજ ઓલ ઇન્ડીઆ મુસ્લિમ લીગની લાહોર ખાતેની વાર્ષિક બેઠકમાં રીતસર હિન્દની વહેંચણી સંબંધીનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો, અને છેવટ કેટલા વર્ષોની ચર્ચા અને અમલો પછી મુસલમાનોની એક અને પ્રતિનિધિ રાજધારી સંસ્થા (મુસ્લિમલીગ) ના જીભ ઉપર આ શબ્દો જારી થયા કે :

" જો બ્રિટીશ સરકાર આ દેશના રહેનારાઓની ખરી ભલાઇ અને શાન્તિની ખરા દિલથી શુભેચ્છક છે, તો અમો બધા માટે એ માર્ગ લેવો જોઇએ કે આ દેશની બે મોટી પ્રજાઓ માટે અલગ અલગ દેશ નકકી કરવામાં આવે. અને રાષ્ટ્રિયતાઓની બીનાઓ પર સ્વતંત્ર વહેંચી

દેવામાં આવે કોઇ કારણ નથી કે આ રાજ્યો એક બીજાના દુશ્મન બની જાય. બલ્કે એક જગાએ રહેવાની હાંલતમાં એક કવમ બીજી કવમપર રાજકિય જીત મેળવવા અથવા સામાજીક બાબતોમાં કાબુ પ્રાપ્ત કરવાના જે પ્રયત્નો કરશે તે બધી ધાસ્તીઓ વહેંચણીના હાલતમાં નહીં રહે. આંતર રાષ્ટ્રીય કરારોના ધ્યેય ઉપર આ રાજ્યોની દરમિયાન પડોશી તરીકેના સારા સંબંધો કાયમ થઇ જશે અને મુસ્લિમ તથા હિન્દુ હિન્દની લઘુમતિઓ સંબધી મિત્ર રાજ્યો તરીકે એકબીજા સાથે નક્કી થઇ જશે."

અને આ પણ નક્કી થયું કે ઓલ ઇન્ડીઆ મુસ્લિમ લીગની આ બેઠકનો આ મજબુત દ્રષ્ટિબિન્દુ છે કે કોઇ પણ બંધારણીય સુધારા આ દેશમાં સક્રિય નહીં બની શકે જ્યાં સુધી કે તેમાં નીચલી મૂળભુત બાબતો ન હોય.

જોડાયેલા ભૌગોલિક પ્રાંતો એવી રીતે વહેંચી દેવામાં આવે અને તેની હદબંધી જરૂરત પ્રમાણે નવેસરથી કરવામાં આવે કે તે વિસ્તારોમાં કે જ્યાં મુસલમાનો સંખ્યાની રૂએ બહુમતિમાં છે, જેવા કે ઉત્તર-પશ્ચિમ સરહદી પ્રાંત તથા હિન્દુસ્તાનનો પૂર્વ પ્રાંત, એવી રીતે મીલાવી દેવામાં આવે કે સ્વતંત્ર રાજ્યો કલ્પવામાં આવે, જેમાં સત્તા ઉપર આરૂઢ થયેલી બંધારણિય હુકુમત આઝાદ અને ખુદ મુખ્તાર હોય. અને એ પ્રાંતોમાં અસરકારક તથા સફળ રક્ષણ બંધારણ તથા કાયદા કાનુનોમાં લઘુમતિઓ માટે તેમના મશ્વેરા લેવામાં આવે કે જેથી તેમના ધાર્મિક, સંસ્કૃતિ, આર્થિક, રાજદ્વારી, વ્હેવારિક તથા બીજા હકો અને હિતોનું રક્ષણ કરી શકાય. હિન્દુસ્તનના બીજા પ્રાંતો કે જ્યાં મુસલમાનો લઘુમતીમાં હોય ત્યાં યોગ્ય અસરકારક બચાવ બંધારણ અને ધારાધોરણોમાં તેમના માટે

# હિન્દુસ્તાન

કાશ્મીર
લાહોર
પંજાબ
બલુચીસ્થાન
દિલ્લી
નેપાળ
કાટમંડુ
લખનૌ
અલ્હાબાદ
પટના
ભુતાન
આસામ
શિલોંગ
રાજપૂતાના
અજમેર
સિંધ
કરાંચી
ગુજરાત
રાજકોટ
સેંટ્રલ ઈંડિયા
સી. પી.
બિહાર
બંગાલ
કલકત્તા
નાગપૂર
ઓરીસા
બરાર
હૈદ્રાબાદ
મુંબઈ
મદ્રાસ
ગોવા
મ્હૈસૂર

બ્રીટીશ હિન્દના એ ઈલાકાઓ જ્યાં મુસલમાનોની વસ્તી છે.



તથા બીજી લઘુમતિઓ માટે શામીલ કરવામાં આવે કે જેથી તેમના ધાર્મિક, સામાજિક, આર્થિક, રાજદ્વારી, વ્હેવારિક ઈત્યાદિ હકો અને હિતોનું તેમના મસ્વેરાથી રક્ષણ થઇ શકે

આ બેઠક ઓલ ઇન્ડીઆ મુસ્લિમલીગની કાર્યવાહક સમિતિને સત્તા આપે છેકે તે એ મૂળભૂત સિધ્ધાંતને દ્રષ્ટિ સમક્ષ રાખી એક એવું બંધારણુય યોજના તૈયાર કરે કે જેમાં જુદા જુદા રાજ્યોને બચાવ-ખાતા, પ્રદેશખાતા, કસ્ટમ ડયુટી તથા બીજા જરૂરી બાબતો ઉપર અધિકાર હોય.”

**હિન્દની વહેંચણી:** આ વખતે પાકિસ્તાનથી મતલબ માત્ર પંજાબ, સિંધ સરહદની એક જુદી સલ્તનત કાયમ કરવી એ નથી. આજે પાકિસ્તાનથી મુરાદ એ છેકે હિન્દુસ્તાનને બે વિભાગોમાં વહેંચી નાખવામાં આવે. તે પ્રાંતો જ્યાં મુસલમાનો બહુમતિમાં છે ત્યાં તેમના સ્વતંત્ર રાજ્યો કાયમ થાય. તેનું નામ મુસ્લિમ ઇન્ડીઆ હશે. બાકી હિન્દુસ્તાન હિન્દુ ઇન્ડીઆ કહેવાશે. કેમ કે ત્યાં હિન્દુઓની બહુ-મતિ હશે, અને હિન્દુઓના સ્વતંત્ર રાજ્યો કાયમ થશે.

હિંદની વહેંચણી પર કેટલીક નામાંકિત વ્યકિતઓએ યોજનાઓ ઘડી છે. જેમાંની નીચલી યોજનાઓ બયાન કરવા જેવી છે.

**૧. ઈન્ડીસ્તાન સ્કીમ:** જેના ઘડનાર “એક પંજાબી” છે.

**૨. અલીગઢ સ્કીમ:** જેના ઘડનારા અલીગઢ યુનીવર્સીટીના પ્રોફેસરો સૈયદ ઝફર હસન તથા મુહમ્મદ હસન કાદરી છે.

**૩. કલ્ચરલ સ્કીમ:** જેના યોજક ડૉકટર સૈયદ અબ્દુલ્લતીફ છે.
**૪. સાત કટિબંધોવાળી સ્કીમ:** જેના યોજનારા પંજાબના વડા પ્રધાન સર સિકંદર હયાતખાન છે.

પહેલી ત્રણ યોજનાઓનો મકસદ એ છે કે હિન્દુસ્તાનને જુદા જુદા વિભાગોમાં વહેંચી જુદી જુદી ફેડરલ ગવર્નમેન્ટો (સામવાય તંત્રો) તળે રચવામાં અવે. દરેક યોજના ફેડરેશનની વિરૂધ્ધતા કરે છે. પરંતુ ચોથી યોજના (સર સિકંદર હયાતખાનની) ઉપલી બધી યોજનાઓથી વિપરિત છે. તેની બુન્યાદ એક ફેડરેશન છે અને તેમાં હિન્દુસ્તાન માટે એક અને માત્ર એકજ ફેડરેશનને અહીની મુશ્કેલીઓનો ઉપાય સમજવામાં આવ્યો છે.

**ઇન્ડીસ્તાન સ્કીમ:** આ યોજના અનુસાર હિન્દુ અને મુસલમાનોં બે જુદી જુદી કવમો છે, જેમાં એક ફેડરેશનદ્વારા એકતા અને સામ્યનો કોઇ સંબંધ ઉત્પન્ન થઈ શકતો નથી. એટલા માટે મુસ્લિમ અને હિન્દુ સ્વતંત્ર રાજ્યો જુદા જુદા કાયમ કરવામાં આવે. અને જો તે સ્વતંત્ર રાજ્યો ઇચ્છે તો આપસમાં એકતા અને સમાનભાવ (Confederacy) પયદા કરી લે.

તેની મતલબ એ છે કે હિન્દુસ્તાનને પાંચ વિભાગોમાં વહેંચી નાખવામાં આવે. અને દરેક માટે જુદું જુદું ફેડરેશન હોય. એ અનુસાર હિન્દુસ્તાનની વહેંચણી નીચે મુજબ થશે :—

**૧. ઇન્ડીસ્તાન** : એમાં નીચલા પ્રાંતો શામીલ હશે.

અંબાલા ડીવીઝન, જીલ્લા કાંગડા જવાના તથા તહસીલગઢ શંકર (હિન્દુ પ્રાંતો) ઉપરાંત પંજાબ, સિંધ, સરહદ પ્રાંત, બલુચિસ્તાન, કાશ્મીર, ભાવલપુર, અનબ, વીર, સવાત, ચિત્રાલ, ખાનપુર, કલાત,

લાબસ બેર્લા, કપુરથલા તથા મલેર કોટલા. આ ફેડરેશન વિસ્તારમાં ૩૩૦૦૦૦૦૦ ત્રણ કરોડ ત્રીસ લાખની વસ્તી છે. જેમાં સેંકડે ટકા મુસલમાનો છે.

૨. **હિન્દુ હિન્દ ફેડરેશન** : એમાં નીચલા પ્રાંતો શામીલ હશે:–
સંયુક્ત પ્રાંતો આગ્રા તથા ઔધ, મધ્ય પ્રાંતો, બિહાર તથા બંગાળનો કેટલોક ભાગ, ઓરિસા, આસામ, મદ્રાસ, મુંબઇ, કેટલાક હિન્દુ દેશી રાજ્યો. એમાં લગભગ ૨૧૬૦૦૦૦૦૦ એકવીસ કરોડ સાઠ લાખની વસ્તી છે. જેમાં સેંકડે લગભગ ૮૩ ટકા હિન્દુઓ છે.

૩. **રાજસ્થાની ફેડરેશન** : એ ફેડરેશનમાં રાજપુતાના તથા મધ્ય હિન્દના જુદા જુદા દેશી રાજ્યો શામીલ રહેશે. તેમાં કુલે વસ્તી ૧૭૦૦૦૦૦૦ એક કરોડ સીત્તેર લાખની છે, જેમાં સેંકડે ૮૨ ટકા હિન્દુઓ છે.

૪. **દક્ષિણ દેશી રાજ્યોનું ફેડરેશન**–એમાં હયદરઆબાદ, મયસૂર તથા બસ્તાર દેશી રાજ્યો શામીલ હશે. તેમાં ૨૦૦૦૦૦૦૦ બે કરોડની વસ્તી. જેમાં સેંકડે ૮૨ ટકા હિન્દુઓ છે.

૫. **બંગાળ ફેડરેશન**–એમાં પૂર્વ બંગાળ, ગોવલપુરા, સિલ્હર પ્રાંતો, ત્રીપુરા તથા બીજા દેશી રાજ્યો શામીલ થશે. તેમાં દસ લાખની વસ્તીમાં સેકડે ૬૬ ટકા મુસલમાનો છે.

ઊપલી યેજના અનુસાર લગભગ સાડાપાંચ કરોડ મુસલમાનો હિન્દુસ્તાનમાં સ્વતંત્ર મુસ્લિમ રિયાસતો કાયમ કરશે, અને બાકીના મુસલમાનો કે જેઓ હિન્દુ રિયાસતોમાં હશે તે નિઃસહાયતાનો ઇલાજ વસ્તી બદલ સિવાય બીજો કોઇ નહીં હોય.

# અલીગઢ સ્કીમ

આ યોજનામાં પણ હિન્દુસ્તાનની સ્વતંત્રતાનો પાયો હિન્દુસ્તાનની વહેંચણી છે. તેની રૂએ હિન્દુસ્તાનના ભાગલા નીચે મુજબ થશે:—

**૧. પહેલી રિયાસત પાકિસ્તાન**—કે જેમાં પંજાબ, સરહદ, સિંધ, બલુચિસ્તાન તથા કાશ્મીર અને જમ્મું, ફરીદકોટ, પતીયાલા, જુનેદ, કપુરથલા, ભાવલપુર, નાભ, મુન્ડી વગેરે રિયાસતો હશે.

અહીંયા મુસલમાનોની એક એક આઝાદ રિયાસત કાયમ થઇ શકશે. ચાર કરોડની વસ્તીમાં સેંકડે ૬૩ ટકા મુસલમાનો હશે.

**૨. રિયાસત બંગાળ**—એમાં હાવરા તથા મીદનાપુરના પ્રાંતો છોડી બંગાળ–તથારનો જીલ્લો પૂરીના તથા આસામના ઝિલ્આ (જીલ્લા) એ સિલ્હટ જોડાયેલા હશે. એમાં ૫૨૦૦૦૦૦૦ પાંચ કરોડ વીસ લાખની વસ્તી છે, જેમાં સેંકડે ૫૭ ટકા મુસલમાનો છે.

**૩. ત્રીજી રિયાસત : હિન્દ હિન્દુસ્તાન**—પાકિસ્તાન અને બંગાળ તથા તે રિયાસતો જે તે બેઉમાં શામીલ હશે, તથા હયદ્રાબાદ રિયાસતને છોડી બાકી હિન્દુસ્તાન હિન્દુ રિયાસત કાયમ થશે એમાં ૨૧૬૦૦૦૦૦૦ એકવીસ કરોડ સાઠ લાખની વસ્તી છે, જેમાં મુસલમાનો સેંકડે ૯ ટકા છે.

**૪. ચોથી રિયાસત : હયદરાબાદ**—એમાં હયદરાબાદ રાજ્ય, બિરાર, કર્ણાટકના પ્રાંતો જોડાયેલા હશે. જ્યાં ૨૯૦૦૦૦૦૦ બે કરોડ નેવું લાખની વસ્તીમાં મુસલમાનો સેંકડે સાત ટકા છે.

**૫. દિલ્હી પ્રાંત**—આ રિયાસત દિલ્હીના પ્રાંતો મીરઠ, રોહિલખંડ તથા અલીગઢના પ્રાંતોથી બનેલ હશે એમાં ૨૯૦૦૦૦૦૦ બે કરોડ નેવું લાખની વસ્તી છે. જેમાં સેંકડે ૨૮ ટકા મુસલમાનો છે.

**૬. મલબાર પ્રાંત**—એમાં મલબાર તથા કીનારાના વિસ્તારો શામિલ હશે. તેની વસ્તી ૪૦૦૦૦૦૦ ચાલીસ લાખ છે. જેમાં સેંકડે ૨૭ ટકા મુસલમાનો છે.

ઉપલી યોજનાની રૂએ દરેક શહેર કે જેની વસ્તી પચ્ચાસ હજારથી વધુ હશે તે આઝાદ શહેર કહેવાશે. એવા શહેરોની મુસ્લિમ વસ્તી લગભગ ૩૮૮૬૯૮ ની હશે,

## "ડોકટર લતીફની સ્કીમ"

આ સ્કીમ પણ મૂળભૂત રીતે, યોજવામાં આવેલ ફેડરેશનની વિરૂદ્ધ છે. તેની મતલબ પણ આ છે કે હિન્દુસ્તાનને જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખવામાં આવે, કે જે સંસ્કૃતિ દ્રષ્ટિએ ખુદમુખ્તાર હોય.

ચાલુ સ્થિતિ મુજબ હિન્દુસ્તાનના મુસલમાનોને ચાર એકજ પ્રકારના સંસ્કૃતિક કટિબંધો (Cultural zones)માં વહેંચી નાખવામાં આવે. એવીજ રીતે હિન્દુઓના માટે ઓછામાં ઓછા ૧૧ સંસ્કૃતિક કટિબંધો નક્કી કરવામાં આવે. અને દેશી રાજ્યોને પણ કે જેઓ આખા હિન્દમાં વિખરાયલા છે, તેમને તેમના સ્વભાવિક પ્રમાણે જુદા જુદા ધાર્મિક કટિબંધોમાં વહેંચી નાખવામાં આવે. આવો દરેક કટિબંધ એક સ્વતંત્ર ખુદમુખ્તાર રાજ્ય બનશે. જેનું આંતરિક ખાતું એકસંપી રૂપ ધારણ કરશે. અને તેને એવીજ રીતના બીજા સ્વતંત્ર રાજ્યો સાથે એક અખિલ

હિન્દ એકસંપી કે કરાર (All Incia Confederacy)માં વજનદાર સ્થાન પ્રાપ્ત થશે. પ્રથમ મુસલમાનોને લો. આ સમયે ઈશાન (ઉત્તર--પશ્ચીમ) માં મુસલમાનોનો એક મોટા વિસ્તાર છે કે જે સિંધ, બલુચિસ્તાન, પંજાબ, સરહદ પ્રાંત અને ખૈરપુર તથા ભાવલપુરની રિયાસતનો બનેલો છે તેના આ છ પ્રાંતોમાં ફેડરેશનની સંબંધ પયદા કરી તે આખા વિસ્તારને એક ખુદમુખ્તાર રાજ્ય બનાવવું. તેમાં ૨૫૦૦૦૦૦૦ બે કરોડ પચ્ચાસ લાખ મુસલમાનોને પોતાનું સ્વતંત્ર વતન મળી રહેશે.

**વાવ્ય વિસ્તાર**-હિન્દુસ્તાનના બીજા છેડા પર વાવ્ય કોણ બંગાળ તથા આસામમાં મુસલમાનોનો એક મોટો વિસ્તાર ***. જેની વસ્તી ત્રણ કરોડથી વધારે છે. અને જે પોતાનું ખાસ રાજદ્વારી જીવન વ્યતિત કરી શકે છે.

**દિલ્હી તથા લખનઉનો વિસ્તાર**-ઉપરોકત જણાવેલ બેઉ વિસ્તારોમાં મુસલમાનોની વસ્તી અસમાન રીતે પ્રસરેલી છે. તેઓ આ બે વિસ્તારોમાંથી પોતાના વધારે નઝદીકના વસી શકે છે. અને બાકી જેની મોટી સંખ્યા બિહાર અને સંયુક્ત પ્રાંતમાં વસે છે અને જેમની વસ્તી લગભગ ૧૨૦૦૦૦૦૦ એક કરોડ વીસ લાખ છે, તેમને એક એવા વિસ્તારમાં જમા કરી શકાય છે કે જેની સરહદો પતિયાલા રાજ્યના પૂર્વથી લખનઉ સુધી લાંબી હશે, અને જેમાં રામપુર પણ જોડાઇ જશે.

**દકકન વિસ્તાર**-વિંધ્યાચલ તથા સાતપુડાની દક્ષિણમાં જે મુસલમાનો વસે છે તેમના વિષે વિચારવા જેવું છે. આ બધા દક્ષિણ હિન્દમાં વેર વિખેર છે. એમની વસ્તીના વિસ્તારોમાં કોઇ સરખાપણું નથી,

# ડૉ. લતીફની યોજના મુજબ હિન્દના વિભાગો

- મુસ્લિમ વધુમતિનો પ્રદેશ
- હિંદુ વધુમતિનો પ્રદેશ
- હિંદુ અથવા શીખ રજવાડાઓ
- વસ્તીની વહેંચણીથી જે મુસ્લિમ પ્રદેશ થાય
- દક્ષિણ મુસ્લિમ પ્રદેશમાં જે ઇલાકા ઉમેરવામાં આવે.
- વસ્તીની વહેંચણી જેથી જે હિંદુ પ્રદેશ થાય.
- મુસ્લિમોના અંકુશમાના રજવાડાઓ.



શ્રી. "સાદીક" ના તંત્રીપદે પ્રગટ થતું.

# દુનિયા સચિત્ર માસિકનાં

આજેજ વાર્ષિક લવાજમના રૂા. ૩) મનીઓર્ડરથી મોકલીને અથવા તો વી. પી. થી મંગાવીને તમો નીચેના ખાસ લાભો મેળવવાના હકદાર બનો

## વર્ષ દરમ્યાન વધારાની કીંમત લીધા વીના

## ૧ દીવાળી અંક

ફોટા ચિત્રો અને ઉચ્ચત્તમ સાહિત્યથી ભરપુર "દુનિયા" નો દીવાળી અંક વાર્ષિક ગ્રહકોને મળશે.

## ૨ મહાસભા અંક

રાજકારણ વીશે અભ્યાસપૂર્ણ લેખોથી સમૃદ્ધ બનેલો ખાસ અંક તમારા રાજકીય સાહિત્ય શોખને સંતોષશે.

## ૩ ઈદ અંક

રમઝાન ઈદ પ્રસંગે વિવિધ સાહિત્યથી છલકતો ખાસ કીંમતી અંક તમારા પત્ર સંગ્રહમાં એક સરસ ઉમેરો બનશે.

## ૪ સિનેમા અંક

ફિલ્મ ઉદ્યોગ વીશે એક ખાસ રસપ્રદ અંક વાર્ષિક ગ્રાહક થનાર મેળવી શકશે

**ઉપર જણાવેલા ચાર ખાસ અંકો**

લગભગ બે રૂપીયામાં છુટક વેચાશે ત્યારે તમે વાર્ષિક ગ્રાહક થઇને એ બધા અંકો વધારાની કીંમત ભર્યા વિના મેળવી શકશો. આજેજ રૂા. ૩) વાર્ષિક લવાજમના મનીઓર્ડરથી મોકલો અથવા વી.પી.થી મંગાવો.

મેનેજર, "દુનિયા"

૧૪૪, સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઇ, ૯.

નહીંતો તેમની સંખ્યા લગભગ ૧૨૦૦૦૦૦ એક કરોડ વીસ લાખની હશે. તેમના માટે એક વિસ્તાર કાઢી આપવાની જરૂરત છે. અને તેવો વિસ્તાર હયદરઆબાદ રાજ્ય પુરો એકઠો કરી શકે છે. તેથી એ હેતુ માટે દક્ષિણ તરફથી જમીનોનો એક ટુકડો કે જે કુરનુલ કરપાના જીલ્લાઓ ચિતોડ, ઉત્તર અરકાટ તથા જંગલી પેટનાંથી પસાર થઈ મદ્રાસ શહેર સુધી પહોંચે છે તે હયદરાબાદને પાછો આપવામાં આવે. એવો જેનો માર્ગ સમુદ્ર તરફ ખુલ્લો હશે મુસલમાન વેપારીઓ તથા કિનારા ઉપર વસ્નારા એ મોટા સમૂહને વસાવવા માટે જરૂરી થઇ પડશે, કે જે સદીઓથી કારૂમંડલ તથા મલબારમાં વસે છે. એ વિસ્તારની યોજના દરેક વર્ગ માટે લાભદાયી નીવડશે અને તેના પ્રતાપે પાંચ જુદા હિન્દુ કવમો અર્થાત મરેઠા, કેનેડી, મલાઇ, તામિલ તથા આંધ્રને માટે સંપૂર્ણ આઝાદ આસ્તિત્વ પ્રાપ્ત થશે. અને તેમની જુદી જુદી સરહદો કાયમ થઇ શકશે. હયદરઆબાદનો વર્તમાન વિસ્તાર ભાષાની દ્રષ્ટિએ એક નથી. ઇશાન કોણ જીલ્લાઓની ભાષા મરાઠી છે, અગ્નિકોણ જીલ્લાઓ કેનેડી, અને પૂર્વ જીલ્લાઓની તેલુગુ ભાષા છે. હયદરઆબાદ રાજ્યની તેલુંગુ બોલનારી રઇયત આંધ્ર પ્રાંતમાં ભળી શકે છે, જે પ્રાંત ઉત્તર સરકાર ગન્ટુર, તલૂરનો બનેલો હશે. અને જેમાં કરનૂલ, કડપા, અને જસુરના કંઇક વિભાગો તથા મધ્ય પ્રાંતનો એક વિસ્તાર જોડાયેલ હશે.

મરેઠા કનેડી પશ્ચિમ અને અગ્નિકોણમાં પોતાની કવમોમાં ભળી જશે. દક્ષિણ હિન્દના મુસલમાનો દકકનના વિભાગમાં આવી જશે. તેઓમાં આ ઇતિહાસિક ભાન પયદા થઈ જશે કે તેઓ ઇસ્લામી સંસ્કૃતિનાં વારિસ છે, કે જે અહીં સદીઓથી ફળતી ફુલતી રહી છે, અને જે મુગલ સમયમાં જ્યારે કે એ આખો ઇલાકો એકજ સુબામાં શામીલ હતો ઉન્નતિની શિખરે પહોંચી ચુકયો છે.

ઉપલા વિભાગ માટે જે વિસ્તાર નક્કી કરવામાં આવ્યો છે તે એ મુસલમાનોની સંખ્યાની રૂએ કે જેમને વસાવવામાં આવે, જાહિરમાં મોટો જોવામાં આવશે, પરંતુ અહીં કેટલીક ખાસ બાબતોને દ્રષ્ટિ સમક્ષ રાખવામાં આવેલ છે. હયદરઆબાદ રાજ્યના મોટા મોટા ઇલાકાઓ પણ પ્રગતીમાન થઇ શકે છે. તેઓ કાંતો રણવ.ળા વિસ્તાર અથવા પહાડી અને સુકા પ્રાંતો છે, અને મુસલમાનોને એક બહોળા દ્વીપકલ્પ અર્થાંત દક્ષિણ ઓરિસા, મધ્ય પ્રાત મુંબઇ પ્રાંત અને મદ્રાસ તથા મૈસુર ત્રાવણકોર અને કોચીનથી લઇ અહીંયાં એકઠા કરે છે. ગયા ૩૦–૩૫ વર્ષોમાં આ ઇલાકાઓના મુસલમાનોની વસ્તીમાં સારો વધારો થયો છે, અને તેમના ભાવિ ફેલાવાને પણ દ્રષ્ટિ સમક્ષ રાખવો જોઇએ. તદ્દુપરાંત વાય્યકોણ તથા દિલ્હી લખનઉના વર્તુળોના મુસલમાનો ન્હાના વિસ્તારોમાં મર્યાદિત રહેશે. એ વર્તુલોની વસ્તી વધે તો તેમને ભવિષ્યમાં દકકન વર્તુલમાં વસાવી શકાય છે. આ બાબતની સામે પણ આંખમીચામણ કરી શકાય નહીં કે ન્હાના ન્હાના વર્ગો જેવા કે ખ્રિસ્તી અને રણમાં વરતી કવમો તથા હરીજનોનો એક મોટો વર્ગ કે જે અહીંની આબો–હવાથી પોષાય છે. ખાસ રક્ષણો હેઠળ અહીંજ રહેવાનું પસદ કરશે અને આ વિસ્તારમાં જેટલી વસ્તી હોવી જોઇએ તેને સંપૂર્ણતાએ પહોંચાડશે.

**મુસલમાનોના ન્હાના વિસ્તારો**–મુસલમાનો માટે આ ચાર વર્તુળો બનાવવાના ઠરાવવામાં તે મુસલમાનોનો ખિયાલ રાખવામાં નથી આવ્યો કે જેઓ રાજપુતાના ગુજરાત, માલવા તથા પશ્ચિમ હિન્દના દેશી રાજ્યોમાં વસે છે. તેમને ભોપાલ, ટોંક, જનાગ્નાગઢ, જાવરા તથા બીજા ઇસ્લામી રાજ્યોમાં વરતી બદલની બુન્યાદ પર ભેગા કરવા

પડશે. અને અજમેરને પણ કે જે મુસલમાનો માટે ખાસ અગત્ય ધરાવે છે—એક રક્ષિત કેંદ્ર બનાવવું પડશે.

**હિન્દુઓના સંસ્કૃતિક વિસ્તારો**-હવે એની બાદ બાકી હિન્દુસ્તાન ૧૧ સાંસ્કૃતિક વિસ્તારોમાં વહેંચાઇ શકશે. જેથી હિન્દુઓના પ્રત્યેક સાંસ્કૃનિક હિતને 'મઝબુતાઇ મળશે જો પુર્વથી શરૂ કરીએ તો બંગાળનો (૧) એક ભાગ વર્તમાન બિહારના થોડા એવા ભાગની સાથે કે જે સાંસ્કૃનિક સંબંધ રાખે છે—બંગાળી હિન્દુઓ માટે એક અલગ વર્તુળ બની જશે. ઇડરીયા બોલનારી વસ્તીને એક મોટા ઓરિસા (૨) માં જમા કરી શકાય છે. દિલ્હી અને લખનઉના યોજીત ઇસ્લામી વર્તુળોથી લઇ પશ્ચિમ બિહાર સુધી અને હિમાલયથી લઇ વિંધ્યાચળ સુધી જે પ્રાંત ફેલાયેલો છે તે મધ્ય હિન્દની રિયાસતોની સાથે એક જુદું વર્તુળ બની જશે. હિન્દુઓના પવિત્ર સ્થળો હરદ્વાર, ઇલાહ-આબાદ, બનારસ તથા મથુરા ઇત્યાદી બધાના બધા આ વિસ્તારમાં આવી જશે. એ હિન્દુસ્તાનનો (૩) ખાસ પ્રાંત હશે કે જ્યાં આર્યાઓની મુળભુત સંસ્કૃતિને સજીવન કરવાની સંપુર્ણ આઝાદી હશે. અને કદાચ એવી હિન્દી ભાષા પણ જેમાં નવો આત્મા ફુકવામાં આવશે, તે આઝાદીને પ્રાપ્ત કરવાનું ઉત્તમ સાધન સાબિત થશે. રજપુતાના (૪) ની રિયાસતો એકબીજા સાથે જોડાઇ એક નવું વર્તુળ બનશે કે જે તેમના સનાતન કૃષિક જીવનની યાદ તાઝી કરશે. ગુજરાતનો (૫) કાઠીયા-વાડના હિન્દુ દેશી રાજ્યોનો સાથે જોડી દઇ એક જુદું વર્તુળ બનાવી શકાય. જ્યાં ગુજરાતી સંસ્કૃતિ સારી પ્રગતિ કરી શકશે. મરેઠા કવમ (૬) કે જેઓ પોતાની ભવ્ય કોમી અગત્ય તથા પોતાની સંસ્કૃતિ ધરાવે છે તેમના માટે એક અલગ વર્તુળ બનાવી શકાય છે, એવીજ રીતે દ્રાવડી સંસ્કૃતિઓના જથ્થા માટે કે જેથી કનેડી, (૭) આંધ્ર (૮)

તામુલ, (૯) અને મલ્યાલી (૧૦) સંસ્કૃતિઓ મુરાદ છે, તેમને પોતાની રૂએ અલગ પ્રગતિ કરવાનો માર્ગ કાઢી શકાશે. ઇશાન કોણના મુસ્લિમ વર્તુળમાં વસનારા હિન્દુઓ તથા શીખો માટે એક વર્તુળ (૧૧) બનાવવું પડશે, તે સંબંધી આ થઇ શકે છે કે સિંધના હિન્દુઓને ગુજરાત અને કાઠીયાવાડના વર્તુળમાં ભેળવી દેવામાં આવે. પંજાબ અથવા મુસ્લિમ વર્તુળના હિન્દુઓ તથા સીખો માટે એક વર્તુળ બનાવી શકાય કે જેમાં તે સીખ અને હિન્દુ રિયાસતો જોડાશે કે જે આ સમયે પંજાબ એજન્સી હેઠળ છે અને જે સાંસ્કૃતિક દષ્ટિએ એક બીજાથી કોઇ સાંસ્કૃતિક વિરૂધ્ધતા રાખતા નથી. કાશ્મીરની હિન્દુ રિયાસતને એજ હિન્દુ સીખ વર્તુળમાં જોડી શકાશે. આ રિયાસતની વસ્તીમાં મુસ્લિમ તત્વ પુષ્કળ છે. કેટલાક જિલ્લાઓમાં મુસલમાનોજ વધુ પ્રમાણમાં વસે છે તેમને અંદરોઅંદરની સમજુતીદ્વારા ખાસ પંજાબમાં ફેરવી શકાય છે, અને તેના બદલામાં વર્તમાન પંજાબના વાવ્ય કોણનો એક વિભાગ જેમાં કાંગડાનો વિસ્તાર પણ શામિલ હશે તેને મહાસભાના અધિકારની હદોમાં દાખિલ કરી શકાય છે દેશના આ ભાગમાં વસનારા હિન્દુઓ તથા સીખોને વસાવવા માટે આ વર્તુળ પુરતો વિશાળ હશે.

ઉપરોકત હિન્દુ અને મુસ્લિમ વર્તુળની યોજનાથી દરેક સાંસ્કૃતિક એકતાની રાજદ્વારી ઉમંગો અને દરેકને માટે ખુદ તેમનુંજ એક વતન પ્રાપ્ત થશે કે જે તેમની વસ્તીના સંબંધ મુજબ હશે.

**વસ્તીની ફેરબદલી :** એમાં સંશય નથી કે વસ્તીની ફેરબદલીનો વિચાર ઘણાખરા લોકોના અંતઃકરણમાં-પછી ભલે તે હિન્દુ હોય કે મુસલમાન જે કોઇ ખાસ ભુમિ પર વસ્તો હોય-પહેલાં પહેલાં એક

પ્રકારની ચિંતા પયદા કરી દેશે. પરંતુ તેથી જે ફાયદા થશે તે આવા પ્રકારની ચિંતાઓ અને લાગણીને બિલકુલ ભુલાવી દેશે, જો દરેક વર્ગ માટે તેના નવા વતનમાં તે સઘળા સામાજીક સાધનો પયદા કરી દેવામાં આવે કે જે તેના પ્રથમના વતનમાં હતા તો ભૂમિ પ્રેમની લાગણીની જગાએ તેથી પણ વધુ ઉત્તમ અને ઉચ્ચ પ્રકારની નવી લાગણી તેના દિલમાં પ્રગટ થઇ જશે. દરેક માણસને જોઇએ કે તે એ મુશ્કેલીઓ કે જે આવી ફેરબદલી વખતે દેખીતી રીતે આવે છે તેને આનંદપૂર્વક સહન કરી લે. અને વસ્તીની ફેરબદલીના અમલને પુરતી લાંબી મુદ્દત સુધી જેમકે ૧૫ થી ૨૦ વર્ષ સુધી ફેલાવી આવી મુશ્કેલીઓને ઓછી કરી શકાય છે. યાદ રહે કે વધુ મુશ્કેલીઓ તો મુસલમાનોનેજ ભોગવવી પડશે. કેમકે એ વર્તુળો કે જે ઉત્તરના બેઉ ખુણામાં આવેલ છે તે શિવાય આખા હિન્દુસ્તાનમાં મુસલમાનો વેર-વિખેર સ્થિતિમાં ફેલાયેલા છે. દિલ્હી અને લખનઉ અથવા દકકન વર્તુળમાં તેમને જમા કરવાનો પ્રશ્ન આ જાહેર છે કે-મહાન ભોગો માંગશે. પરંતુ આ બહેતર છે કે તેમના મવજુદા વંશજોજ આ કસોટીનો હિમ્મતપુર્વક મર્દાઇ ભર્યો મુકાબલો કરે. શિવાય આના કે તેઓ આ કામને પેતાની અવલાદને માટે ઉપાડી લે આ કારણે કે શાંતિભર્યા માર્ગે વસ્તીની ફેરબદલીની જે તક અમને આ સમયે પ્રાપ્ત થઇ શકે છે તે બહુજ શકય છે કે ભાવી પ્રજાને મળી ન શકે હિન્દુઓ માટે વસ્તીની ફેરબદલી મુસલમાનોની પ્રમાણમાં ટુંકા ફાસલા સુધી માર્યાદિત રહેશે. અને તેઓ આવા પ્રકારના આબો-હવાના પ્રાંતોમાં ફેરવાઇ જશે. એમાં શંકાને સ્થાન નથી કે હયદરઆબાદના ઇસ્લામી વર્તુળથી વસ્તીની ફેરબદલી સમસ્ત હિન્દુઓના હકમાં આ કારણે લાભદાયી નીવડશે કે ત્યાં ત્રણ જુદી જુદી હિન્દુઓ વસે છે જે ત્રણ જુદી જુદી ભાષાઓ : તેલુગુ, કનેડી તથા મરાઠી બોલે છે. આ યોજના હેઠળ તેઓ

પાડોશી હિન્દુ વર્તુળોમાં જઇ પોતપોતાની સ્વપ્રનાઓ સાથે મળી જશે અને પોતાના સ્વવર્ગના લોકોની સાથે જીવન વ્યતિત કરશે.

## સર સિકન્દર હયાતખાનની સ્કીમ

આ સ્કીમ આગલી સ્કીમોથી મળભૂત રીતે જુદીજ છે. આ યોજનાની બુન્યાદ હિન્દુસ્તાન માટે એક ફેડરેશનની સ્થાપના છે. જાણે તેની મતલબ "જોન બિલ" ની હામાં હા કરવી અને યોજીત ફેડરેશનને એક નવા સ્વરૂપમાં અમારા ઉપર ઠોકી બેસાડવામાં આવે છે. માટે તે સદંતર મુસલમાનોના હિત વીરૂદ્ધ છે. આ સ્કીમના અવલોકનથી સ્વભાવીક રીતે આ પ્રશ્ન ઉભો થાય છે કે આ યોજનાથી સર સીકન્દર હયાતખાનનો હેતુ કોઇ વ્યકતીગત હીત તો નહોતું? જો એવું ન્હોતું તો માલમ પડી આવતે કે સર સીકન્દર પાશ્ચામીક લોકતંત્રના દ્રષ્ટીબીન્દુઓથી તદ્દન અજાણ અને હીન્દુસ્તાનની સ્થીતીથી સદંતર ના વાકીફ છે. તેમને આ માલૂમ હોવું જોઇએ કે સરકારનો સાથ લઇ "અહરારો" ને મુંગા કરી દેવાનું નામ રાજકારણ નથી, અને ડીફેન્સ એકટનો સહારો શોધીને "ખાકસારો" ના લોહીથી હોળી રમવાનું નામ રાજકારણ નથી. તેમની દ્રષ્ટીમાં હીન્દુ નવાઝી તથા સરકારની પ્રસન્નતા કદાચ રાજકારણ હશે, પરંતુ એવા વ્યકતીગત રાજકારણથી કવમને શો ફાયદો? આ એવો સમય છે કે વ્યકતીગત લાભને કવમી હીત ઉપર કુરબાન કરી દેવો જોઇએ. પ્રધાનપદોની કુરસી કવમની અમાનત છે, બાપ-દાદાનો વારસો નથી. હવે સામાન્ય જનતાને રાજદ્વારી બાબતોથી ક્યાંસુધી બેખબર રાખી શકાશે?

**મુસ્લિમ લીગનો નિર્ણય:** મુસ્લિમ લીગનો નિર્ણય એ છે કે હિન્દુસ્તાનને મુસ્લિમ હિન્દ તથા હિન્દુ હિન્દમાં વહેંચી નાખવામાં આવે. જ્યાં મુસલમાનો બહુમતિમાં છે ત્યાં મુસ્લિમ રાજ્ય કાયમ થાય, અને

જ્યાં હિન્દુઓ બહુમતીમાં છે ત્યાં હિન્દુ રાજ્ય કાયમ થાય. પરંતુ દરેક સ્થળે લઘુમતીઓના ધાર્મિક, સામાજીક, તથા ભાષાના હકો ઇત્યાદી માટે અસરકારક રક્ષણુની વ્યવસ્થા હોય.

મુસ્લિમ લીગે આ બાબત સંબંધી કોઈ પ્રકારનો નિર્ણય નથી કર્યો કે હિન્દુસ્તાનને કેવી રીતે વહેંચી નાખવો જોઇએ. અને ન તો મુસ્લિમ લીગે ઉપલી યોજનાઓમાંથી કોઈ એકના અનુમોદનમાં કંઇ કહે છે. મુસ્લિમ લીગનું આ પગલુ અતિ ડહાપણભર્યું, યોગ્ય અને બરાબર છે. આ વખતે મૂળ મુઆમીલો (મામલો) હિન્દની વહેંચણી છે. અને આ વાત કે તે બિલ્કુલ બીજી હયશીયત રાખે છે. મૂળની પહેલાં થડ કેવી રીતે ઉગી શકે છે? જે વસ્તુનું આસ્તત્વજ ન હોય તે સબંધી પહેલેજ વિરોધ પયદા કરવો તે પોતાના પ્રયત્નોને બરબાદ કરવા સમાન છે. માટે સૌથી પ્રથમ બાબત આ સમયે એ છે કે હિન્દની વહેંચણીનું આસ્તિત્વ હોય. બ્રિટન અમારી આ માંગણીનો સ્વીકાર કરે. બાકી વાતો ત્યારપછી નકકી થઇ જશે.

**મુસ્લિમ લઘુમતિઓ**–મુસલમાનો જ્યાં લઘુમતિમાં છે ત્યાં તેઓ સંયુકત હિન્દ અથવા એક મધ્ય તંત્ર તળે પોતાની સ્થીતિને હરગીઝ ઉત્તમ બનાવી શકતા નથી તેઓ લઘુમતિમાં છે અને લઘુમતિમાંજ રહેશે. હિન્દની વહેંચણીમાં તેમને સઘળા તે રક્ષણો મળશે જે કોઈપણુ સંસ્કારી સરકારમાં માટે છે. હાલમાં મુસ્લિમ લીગ તરફથી વસ્તીની ફેરબદલીનો કોઇ નિર્ણય થયો નથી. પરંતુ કાઇદે અઅઝમ જનાબ જીનાહ સાહેબે આ વાતને (પોતાના ૩૧–૩–૪૦ ના નિવેદનમાં) સારી પેઠે બયાન કરી દીધી છે કે હિન્દુસ્તાનની વહેંચણીમાં મુસલમાનોનો સાકુદાયી સ્થીતિમાં પોતાના ઘરબાર છોડવા નહીં પડે. વસ્તીની ફેર બદલી ભૌગોલિક દ્રષ્ટિએ થશે, સામુદાયી હયશિયતથી નહીં.

એ મુસલમાનોએ જાણવું જોએ-એ કે હિન્દની વહેંચણી પછી પણ જો કે તેઓ લઘુમતિમાંજ રહેશે. પરંતુ તેઓ ટેકો અને સ્હાયથી મુસલમાનોના કોમી ઘર અને ૭ કરોડ મુસલમાનોને એક સ્વતંત્ર રાજ્યની હેઠળ લઇ આવશે. જો તેઓ ઇસ્લામના દુશ્મનોના પ્રોપેગેન્ડાથી દોરવાઇ જઇ હિન્દની વહેંચણીના માર્ગમાં કાંટા પાથરવાના પ્રયત્નો કરશે તો તેમને તો કંઇ પ્રાપ્ત નહીં થાય, પરંતુ એક ઇસ્લામી હુકુમતના પાયાને ઉખેડી નાખવાની જવાબદારી તેમનાજ શિરે આવી જશે. અને તે એવો ગુનાહ હશે કે જેની સજામાં હિન્દના સઘળા મુસલમાનો કિયામત સુધી ગુલામ બન્યા રહેશે. હવે તેઓ સારી પેઠે વિચારી લે...........કે તેમનું નામ કયા બહાદુરોની ટીપમાં આવશે.

તદ્દુપરાંત આ વખતે એક વર્ગ (હિન્દુઓ)ને બીજો વર્ગ (મુસલમાનો) ઉપર વિજય મેળવવાની આકાંક્ષા છે. એક વર્ગના અંતઃકરણમાં બીજાં વર્ગને ગુલામ બનાવવાની તાલાવેલી લાગી છે. જેના કારણે વર્તમાન ખેંચતાણ ઉત્પન્ન થઇ છે અને વધતી જાય છે. હિન્દના ભાગલા પછી કવમવાદી સરસાઇનું ગાંડપણ નષ્ટ થઇ જશે. તેથી ઉત્પન્ન થયેલી ખેંચતાણ દુર થવાથી આપસ આપસમાં સુવિશ્વાસ પેદા થશે, અને લઘુમતીઓનું રક્ષણ કરવું બહુમતી પ્રાંતવાળાઓ પોતાની ફરઝ સમજશે.

**રિયાસતોનો પ્રશ્ન**–રિયાસતો સંબંધી કાઇદે આઝમ જનાબ જીનાહ સાહેબે ફરમાવ્યું છે કે, "આ સિલસિલામાં વર્ણન કરવા લાયક રિયાસતો કાશ્મીર, ભાવલપુર તથા પતીયાલા વગેરે છે. જો આ રિયાસતો મુસ્લિમ હિન્દુસ્તાનમાં રાજીખુશીથી જોડાઈ જાય તો અમે તેમની સાથે સ્નેહપૂર્વક યોગ્ય અને ઇઝઝતભર્યું સમાધાન કરીશું. પરંતુ અમે તેમના પર કોઇ પ્રકારનો દબાવ કરીશું નહીં.

**બ્રિટન સાથે સંબંધ**—કાઇદે આઝમના નિવેદન અને મુસ્લિમ લીગના ઠરાવપરથી ચોકખું જણાય છે કે બ્રિટનને બચાવ (Defence) ખાતા, પ્રદેશ ખાતા, કસ્ટમ ડયુટી તથા બીજા અગત્યના ખાતાઓપર હાલમાં સદંતર અધિકાર હશે. પરંતુ જ્યાંસુંધી હિન્દુસ્તાનના બીજા વિભાગોનો સંબંધ છે, તેમની સાથે મુસલમાનોના સંબધો આંતરરાષ્ટ્ર જેવા હશે. બર્મા તથ સીલોનના દ્રષ્ટાંતો આપણી સમક્ષ મવજુદ છે.

**હિન્દની વહેંચણીના કારણો**—ભૌગોલિક દ્રષ્ટિએ હિન્દુસ્તાન એક વિશાળ દેશ નહીં. પરંતુ એક ખંડ છે, કે જે ન્હાના ન્હાના દેશોમાં વહેંચાયેલો છે અને તે દેશો આબો હવા તથા ધારણ કરેલી તેમ કુદરતી રહેણી કરણીમાં એકબીજાથી બહું જુદા છે. ધાર્મિક દ્રષ્ટીબીન્દુએ હિન્દુસ્તાન આ સમયે અગણિત ધર્મોનું રહેઠાણ છે. જેમાં ઇસ્લામ તથા હિન્દુ ધર્મો આગળ પડતા છે. સાંસ્કૃતિક તથાં સામાજીક રીતે હિન્દુસ્તાનમાં એ મોટી કવમો છે, કે જે ભાષા પહેરવેશ, સમાજ વગયરેની દ્રષ્ટિએ બે જુદા જુદા માર્ગોની દર્શક છે. ઐતિહાસિક દ્રષ્ટિએ હિદુસ્તાન સામાન્ય રીતે જુદી જુદી રિયાસતોમાં વહેંચાયેલું રહ્યું છે, કે જે રિયાસતો પ્રસંગોપાત એકાદ મહાન સત્તાના લોખંડી પંજાના પ્રતાપે એક હુકુમત હેઠળ તાબે રહી છે. પરંતુ જેવી દોરી ઢીલી પડી અને હાથ ધીરો પડયો કે તુરત તે રિયાસતો બળવા ખોર અને સ્વતંત્ર થઈ ગઈ. એટલેજ હિદુસ્તાનના જુદા જુદા વિભાગોમાં અંદરો અંદર એટલી બધી વિરૂધ્ધતા છે કે તેમને એક મધ્યસ્થની સાથે જોડી દેવા તે કુદરતની સામે લડાઈ કરવા સમાન છે. બીજી તરફ હિન્દુઓ અને મુસલમાનોમાં આધ્યાત્મિક, સંસારી સાંસ્કૃતિક સામાજીક વિરૂધ્ધતાની ખાડી એટલી બહોળા પ્રમાણમાં આડી આવેલી છે કે સમાધાનનો કોઈ પુલ ધર્માંધતાના ઝપાટા સામે ટકી શકતો નથી. એજ કારણ છે કે

અત્યાર સુધીમાં જેટજેટલા સમાધાનો થયા, ઠરાવો પાસ થયા તે બધા નિષ્ફળ અને લાભવિહોણા નીવડયા એટલુંજ નહીં પરન્તુ ઉલ્ટુ ઝખ્મપર મીઠું છાટવામાં આવ્યું. તેથી હિન્દુસ્તાનના સ્વભાવિક વાતાવરણનો તકાઝો હિન્દની વહેંચણી છે. પરંતુ સવાલ એ છે કે હિન્દના ભાગલાની માગણીએ આ સમયે એકા એક આટલું બધું જોર કેમ પકડયું તેના કારણો નીચે મુજબ છે.

૧–હિન્દુઓની આખો દેશ હડપ કરી લેવાની મનો વાસ્ના.

૨–એક રાષ્ટ્રવાદનું ધતિંગ તથા બંધારણિય તંત્ર (Constituent Assembly.)

૩–યોજીત સમૂહ તંત્ર.

૪ હિન્દુસ્તાનની સ્વભાવિક સ્થીતી.

જુદાઈના ઉપરોક્ત કારણોનું પુરેપુરૂં વર્ણન પ્રકરણ બીજામાં કરવમાં આવી ચુકયું છે,

**ઝગડાનો અંત**–હિન્દુઓ અને મુસલમાનોમાં વર્ષો થયાં કવમવાદી સરસાઈની લાગણી ચાલી આવી રહી છે, અને જે બેઉ કવમોમાં ખેંચતાણનું કારણ છે. તે હિન્દની વહેંચણીથી કાયમ માટે નાબુદ થઈ જશે. હિન્દુઓ અને મુસલમાનોના કાયમી ઝગડાઓના જંતુઓ જેવા કે મસ્જીદ આગળ વાજા તથા ગાયની કુરબાની ઈત્યાદી પોતાને મેળે નાશના ભોગ થઇ જશે. હિન્દુઓ પોતાના દેશમાં ખુશાલ હશે અને મુસલમાનો પોતાના ઘરમાં આઝાદ, અને બેઉ એકબીજાને આભારી કરવાની કોશિશો કરશે.

પરિણામ એ આવશે કે બેઉ રાજ્યો એક સંપીના સંબંધમાં જોડાઈ જશે. આપસની લેણદેણ, વેપાર તથા દેશ રક્ષણ એ સંબંધને ઓર વધુ તાકત આપશે.

તેથી હિન્દુ-મુસ્લિમ એકતા માત્ર બે રિયાસતોદ્વારાજ થઇ શકે છે. જો હિન્દુઓ ખરી રીતે મુસલમાનો સાથે એકતા કરવા માંગે છે તો શું કારણ છે કે તેઓ સાચો માર્ગ લેતા નથી અને એક રાષ્ટ્રના ધતીંગનો ઢોલવગાડવાને બદલે હિન્દના ભાગલાની માંગણી તેઓ પોતે કેમ પેશ કરતા નથી?

(૨) **હિન્દની આઝાદી**-કહેવામાં આવે છે કે અગ્રેંઝોની નીતિ "ઝગડો અને રાજ્ય કરો" અને અંગ્રેઝ રાજ્યનો ટકાવ હિન્દુ મુસ્લિમ જગડાઓ પર છે. જો આ વાત સાચી છે તો હિન્દની વહેંચણીની અગત્ય ઓર વધી જાય છે. હિન્દની વહેંચણી પછી હિન્દુ મુસ્લિમ ઝગડો હમેશ માટે ઉંઘી જશે, અને અંગ્રેઝોનું આ હથ્યાર કે જે આ સમયે સફળ છે તે કાયમ માટે નિષ્ફળ થઇ જશે. પછી હિન્દુઓ કે જેઓ આ સમયે હિન્દની આઝાદીની મનવાલા બન્યા છે, તેઓ પોતાની સઘળી શકિતઓ અંગ્રેઝી સત્તા સામે હૃદય ખોલીને ખર્ચી શકશે. મુસલમાનોની "ગદ્દારી" તથા "બેવફાઇ" સદંતર તેમના માર્ગમાં આડે આવશે નહીં. અને તેઓ ભારત માતાને વર્ષોની ગુલામીથી છોડાવા શકશે. બીજી તરફ મુસલમાનો પોતાના પ્રાંતોમાં એક નવાજ લાગણીથી ચકચુર થઇ જશે. હિન્દુઓની "વાણીયાશાહી" તથા "ચાલબાઝી"થી બચી આઝાદી પોતાના લોહીનું છેલ્લું બિન્દુ પણ વહાવી દેશે.

હિન્દુઓ અને મુસલમાનો વચ્ચેની જુદાઇ દુર થઇ જશે. તે શકિતઓ જે એક બીજાના ગળાં કાપવામાં ખર્ચી નાખવામાં આવે છે,

હિન્દની વહેંચણી પછી અંગ્રેઝોની સત્તા સામે કામમાં લાગી જશે. પરિણામ એ આવશે કે જે જંગે આઝાદી માટે વર્ષો થયાં મોટા મોટા મહાત્માઓ અને લીડરો પુકાર કરતા આવ્યા છે તે વરસોને બદલે થોડા દિવસો હાસીલ થશે.

જો હિન્દુઓ ખરા અંતઃકરણથી આઝાદીના ચાહક છે, તેમ બીજાઓની આઝાદીનો પણ ખીયાલ રાખે છે તો, તેમણે હિન્દની વહેંચણી ઉપર કોઇ પણ પ્રકારની ટીકા કરવી ન જોઇએ. કેમકે આ એજ એક માર્ગ છે કે જે આઝાદીની મન્ઝિલ દેખાડે છે. નહીં તો ચાલ્યા ચાલો, એજ ઝગડા. એજ બળવા અને એજ ગુલામ હિન્દુસ્તાન. પરંતુ અફસોસ છે કે બહુમતીના નશાએ કે જે હિન્દુઓના અંતઃકરણોમાં મુસલમાનોને ગુલામ બનાવવાની મનોવાસના પયદા કરી દે છે, તેણે તેઓ (હીન્દુઓ)ને બીલ્કુલ આંધળાં બનાવી દીધા છે. સઘળી દલીલો અને પ્રમાણો તેમના માટે નકામી છે.

**સામાન્ય જનતાની આઝાદી:** સામાન્ય લોકો પછી તેઓ હીન્દુ હોય કે મુસલમાન, તેમના માટે હીન્દની વહેંચણી અલ્લાહની રહમત રૂપ બનશે. હિન્દની વહેંચણીમાં હિન્દુ–મુસ્લિમ દુશ્મની અને અંગ્રેજના માનીતા થવાનો વિચાર જતો રહેશે. પરિણામ એ આવશે કે જે ગદ્દારો આજે કવમ હિતને વ્યક્તિગત સ્વાર્થ માટે વહેંચી નાખે છે તેમને પણ સામાન્ય જનતા સામે શર્માવવું પડશે અને તેમને પણ કવમ પરસ્ત બનવાની ફરજ પડશે. જે પ્રધાન-મંડળ રચાશે તેનો હેતુ કવમની ભલાઇ હશે, અને અંગ્રેજોને માખણ લગાડનારાઓનો અંત આવી જશે. માટે જે પ્રધાન-મંડળ રચાશે તે કવમનુંજ પ્રતિનિધિ હશે, અને કવમનો આવાજ હશે.

· કવમનું પ્રધાન મંડળ કાયમ થવાથી હુકુમત જાણે કવમના હાથમાં હશે. જેનું આવશ્યક પરિણામ એ હશે કે સામ્રાજ્યવાદ (Imperialism) નું બળ ઓછું થતું જશે. રૂપીઆ અને આકસ્મીક ઉત્પાદનની પયદા કરેલી ખરાબીઓ કે જેણે આજે ગરીબોની હાલહવાલી કરી નાખી છે તે દુર થઈ જશે, અને મઝદુરોને પણ કંઇ દમ લેવાનું મળશે. પેટ ભરવાને રોટલા અને પહેરવાને કપડાં પ્રાપ્ત થશે, અને કેળવણી હાસીલ કરવાની તક મળશે.

ખેતરોમાં કામ કરવાવાળો અથવા સુંડલો-ટોપલો ઉપાડવાવાળો, કારખાનાઓમાં કામ કરનારો અથવા સાહેબ લોકો મોટા માણસોનું રક્ષણ કરવાવાળો બધા મજદૂરજ છે. તફાવત માત્ર એટલોજ કે મઝદુરીના પ્રકારો ભિન્ન ભિન્ન છે. હિન્દુસ્તાનમાં મઝદુરની હાલત ઘણી કફોડી છે. મઝદુર કામ કરે છે. તેની સ્ત્રી પણ કામ કરે છે. પરંતુ દિવસ અને રાત કામ કરવા છતાં ન પેટભર અન્ન મળે છે અને ન પહેરવા પુરતા કપડાં! કર્ઝદાર કર્ઝમાં પયદા થાય છે અને કર્ઝમાંજ આ દુન્યાથી ચાલતો થાય છે! મેહનત મઝદુર કરે છે અને ફળ વાણીયાને મળે છે! પસીનો મઝદુર વહાવે છે અને અધિકાર વાણીયો ચલાવે છે! મઝદુર પૈસા પૈસા માટે તડપે છે જ્યારે વાણીયો કરોડો જમા કરે છે! મઝદુરનો કોઇ આવાજ નથી. અને મઝદુરનો કોઇ હિમાયતી નથી.........માટે હિન્દુસ્તાનના સઘળા મઝદૂરોએ, ધાર્મિક અને કવમી ભેદભાવ વિના, એક થઇ વાણીયાશાહીનો સખ્ત વિરોધ કરવો જોઇએ. અને હિન્દની વહેંચણી માટે લડવા મરવા તૈયાર થઇ જવું જોઇએ. હિન્દની વહેંચણી તેમના સંકટોનો એક ઇલાજ છે. અને એજ તેમના રોગનો પણ ઉપચાર છે. તેથી તેમની પણ એજ (હિન્દની વહેંચણી) માંગણી હોવી જોઇએ કોંગ્રેસી

વાણીયાઓ જેઓ આજે મઝદૂરને ઝઘડાવા અને ગુલામીને લંબાવવાના હેતુઓ હિન્દની વહેંચણીનો વિરોધ કરી રહ્યા છે. મઝદુરોએ તેમની સામે મકકમ રીતે તૈયાર થઈ જવું જોઇએ.

**૪ ખરા અર્થમાં પ્રજાતંત્ર:** લોક શાસનની સફળતા માટે જેમ કે પ્રકરણ બીજામાં જણાવવામાં આવી ચુકયું છે તેમ એવા એક વર્ગની આવશ્યકતા છે કે જે રાજદ્વારી મત બદલતો રહે. હિન્દની વહેંચણી પછી હિન્દુઓના પ્રાંતોમાં હિન્દુ રાજકીય પાર્ટીઓ ઉભી કરી શકાશે, જેનો પાયો રાજદ્વારી પ્રોગ્રામ હશે. જેમકે સંબંધિત પ્રાંતોના લોકો એક ધર્મના ઉપાસક, એક સંસ્કૃતિના ઝન્ડાધારી અને એક ભાષાના બોલનારા હશે, અને તેઓ સંસ્કારિક, ઐતિહાસિક તથા સામાજીક રીતે એક બીજા સાથે જોડાયેલા હશે, તેથી નકકર બહુમતિ અને નકકર લઘુમતીનો બધો ઝગડો મટી જશે. સામાન્ય જનતાની આવાજના ફેરફારની સાથે બહુમતીઓ અને લઘુમતીઓ બદલતી રહેશે અને ખરા અર્થમાં પ્રજા–શાસન કાયમ થઇ જશે.

જો બ્રિટન પ્રજાશાસનનો ખરા અર્થમાં સ્વીકાર કરે છે, જેમ કે તે હમણાં ઝાહિર કરી રહ્યું છે કે તે પ્રજાશાસન માટે જંગ ખેલી રહ્યું છે, તો કોઇ દલીલ જોવામાં નથી આવતી કે જેને દ્રષ્ટિ સમક્ષ રાખી તે હિન્દની વહેંચણીની માંગણીને રદ કરી દે.

**(૫) મુસલમાનોની આંતર રાષ્ટ્રિય હયશિયત**-ઇસ્લામ માત્ર હિન્દુસ્તાનના હિન્દુપણાની જેમ મર્યાદિત નથી. પરંતુ જગતમાં બીજા પણ મુલ્કો–જ્યાં મુસલમાનો ભ્રાતૃભાવના સંબંધ પર કોઈ પણ અસર નાખી શકતી નથી. ફાસ્લો મુસલમાનોની આતિમક લાગણીને મારી શકતો નથી. હિન્દુસ્તાનના મુસલમાનોએ આ જોવું જોઇએ જો

તેઓ પોતે બીજા દેશોના મુસલમાનોની મદદ નથી કરી શકતા તો ઓછામાં ઓછું એવું તો ન થવું જોઇએ કે બીજા મુલ્કોના મુસલમાનોને તેમનાથી લેવાદેવા વગરનું નુકશાન પહોચે. એક મધ્યસ્થ તંત્ર થવાથી આ નુકશાન થશે. મધ્યસ્થ તંત્ર સારી નરસી નિય્યતથી જો આ નિર્ણય કરી નાખે કે બીજા ઇસ્લામી દેશોની વિરૂદ્ધ હિન્દુસ્તાનના સાધનોને ઉપયોગમાં લેવામાં આવે તો અહીંના મુસલમાનો હાથ–પગ વગરના હોવાથી અનિચ્છાએ પોતાના ભાઇઓ સામે લડવા મજબુર થવું પડશે, અને પોતાનાજ હાથે ઇસ્લામી દેશોની તબાહી થશે. મહા–યુદ્ધમાં શું આમ નહોતું બનવા પામ્યું? અને તેનું પરિણામ શું આવ્યું? જો આજ સુધીમાં એવું બની ચુકયું છે તો કયા વિશ્વાસે અમે કહી શકીએ છીએ કે ભવિષ્યમાં આવું નહીંજ થાય?

પરંતુ જ્યારે મુસલમાનો અલગ હશે, તેમનું રાજ્ય પણ જુદું હશે, તો તેમની સામે એવી કોઇ પ્રકારની મજબુરી નહીં આવે. માટે મુસલમાનોએ ઘણી સારી પેઠે સમજી લેવું જોઇએ કે તેઓ મુસલમાન હયશીયતથી રહેવા માંગે છે, અંતે ઇસ્લામી મુલ્કોનો નાશ નથી ઇચ્છતા, તો તેમને તુરતજ હિન્દની વહેંચણી માટે એજ લાગણીની સાથે મયદાને અમલ–કાર્યક્ષેત્રમાં કુદી પડવું જોઇએ, કે જે લાગણીએ તેમને એક સમયે ટ્રીપોલી, સમર્ના ઇત્યાદી મુલ્કો માટે તડપાવી દીધા હતા. અંગ્રેજો આ વાતને જાણે છે, હિન્દુઓ પણ તે વાતને જાણે છે, પરંતુ અફસોસ મુસલમાનો હજી સુધી નથી સમજી શકયા?

**એક હો મુસ્લિમ હરમ કી પાસબાની કે લિએ,**
**નીલ કે સાહિલ સે લેકર તા બ ખાકે કાશગર.**

# ટીકાઓ અને આક્ષેપો

જ્યારથી હિન્દની વહેંચણીની સુચનાએ ઓલ ઇન્ડીઆ મુસ્લિમ લીગના લાહોર ખાતેની વાર્ષિક બેઠકમાં ઠરાવવું રૂપ ધારણ કર્યું છે, બસ ત્યારથી સમસ્ત હિન્દુ જગતમાં એક છેડેથી બીજા છેડા સુધી આગ લાગી ગઇ છે હલચલ મચી ગઇ છે અને ગોકીરો થવો ગુરૂ થઇ ગયો છે. દરેક રાજદ્વારી હિન્દુ એ ઠરાવની વિરૂધ્ધ ઝહેર ઓકવાનું તથા વર્તમાન પત્રોમાં નિવેદનો ઉપર નિબેદનો છપાવવાની પોતાની કવમી ફર્જ સમજી લીધી છે. હિન્દુ પેસે આંખો બંધ કરી જેમ આવે તેમ વિરૂધ્ધમાં લખવા કમર કસી લીધી છે. અને સમજ્યા વિચાર્યા વગર ગોકીરો કરી આકાશને માથા પર ઉચકી લીધો છે.આ વાવેલા, આ હાય હાય અને ઓય ઓય, આ તુફાને બે તમીઝ અને નુકતાચીનીઓ તથા કટાક્ષો ધારાસર તેમના તરફથી હજી પણ ચાલુજ છે અને ચાલુ રહેશે. માટે ઝુરૂર છે કે તેમના ફરેબ દેનારા જાદુ ભર્યા કાર્યોને ઉઘાડા પાડવામાં આવે કે જેથી સામાન્ય જનતાને ફેરબમાં આવવાનો સમયજ ન આવે.

હિન્દુઓનો ગોકીરોમાં નીચલી ટીકાઓ સમાયેલી છે:-

૧ (અ)-હિન્દુસ્તાનના લગભગ બધા મુસલમાનો આર્ય પ્રજા સાથે સંબંધ ધરાવે છે, જેમણે પાછળથી ઇસ્લામ ધર્મનો અંગિકાર કર્યો હતો. ધર્મના આ ફેરફારથી તેમની કવમીયત ઉપર કોઇ અસર પડતી નથી.

(બ)-ટીપુ, હયદરઅલી, અવરંગઝેબ તથા અકબર-એ બધામાં ગમે તેટલી ભિન્નતા હોય તો પણ તેઓ એક વાત પર એકમત હતા. અને તે એ કે તેમણે હિન્દુસ્તાનને એકજ પ્રજા જાણી આ

# ઇસ્લામિ દુન્યા




સૈકાઓ સુધી ઇસ્લામી જગતની લીડરી ખિલાફતે ઇસ્લામીયાના હાથમાં રક્ષિત રહી. ઈ. સ. ૧૯૨૪ તુર્કીની રાષ્ટ્રિય પ્રતિનિધિ સભાએ ખિલાફતનો અંત આણી દીધો. પરંતુ તે છતાંય હમણા પણ ઇસ્લામી જગતમાં એક પ્રકારની એકતા જોવામાં આવે છે. અને તેની જવાબદારી વધુ ભાગે તુર્કી અને હિન્દુસ્તાનની ધાર્મિક સંસ્થાઓ પર છે. સમસ્ત જગતમાં મુસલમાનોની વસ્તી લગભગ ૩૦ કરોડ છે. ઉત્તર આફ્રિકામાં છ કરોડ, પશ્ચિમ તથા મધ્ય એશીયામાં પાંચ કરોડ મુસલમાનોની વસ્તી છે, હિન્દુસ્તાનમાં લગભગ આઠ કરોડ મુસલમાનોની વસ્તી છે, એ કુલ વસ્તીના ૨૨ ટકા છે. ચીનમાં મુસલમાનોની વધુ ભાગે વસ્તી વાવ્ય પ્રાંતોમાં જોવામાં આવે છે. તેમની સંખ્યા ત્રણ કરોડ (કુલ આબાદીની ૭ ટકા) બતાવવામાં આવે છે.

અમેરિકામાં માત્ર ડચ ગાયનામાં મુસલમાને પુરતી સંખ્યામાં વસે છે. યુરોપના દેશોમાંથી અલ્બાનીયા (લગભગ ૭૦ લાખ), તુર્કી (એક કરોડ ૩૩ લાખ) અને કેટલાક સોવીએટ લોકતંત્રો ($1\frac{3}{4}$ કરોડ) મા વધુ ભાગે મુસલમાનો વસે છે. બલ્ગેરીયા અને યુગોસ્લાવીયામાં પણ થોડા મુસલમાનો વસે છે. રશીઆના ૧૧ લોકતંત્રોમાંથી છ લોકતંત્રોમાં ઇસ્લામી સંસ્કૃતિ ચાલુ છે, તેમના નામો આ છે:-૧-આઝુબાઇજાન, ૨-કઝાકિસ્તાન, ૩-ઝબકસ્તાન, ૪-તુર્કીસ્તાન, ૫-તાન્તઝીકીસ્તાન, ૬-કરગઝીયા.

ત્રીસ કરોડમાં નવ કરોડ ચૌદ લાખ અને એકવીસ હજાર મુસલમાનો આઝાદ છે, અને બાકીના ગુલામ. નવ કરોડ ત્રીસ લાખ બ્રીટનના ગુલામ છે. ત્રણ કરોડ વીસ લાખ ફ્રાન્સના અને પાંચ કરોડ પચાસ લાખ ઇટલીના ગુલામ છે.

સઉદી અરબ અને મીસરના મુસલમાનો જો કે આઝાદ સમજવામાં આવે છે, પરંતુ આજ પર્યંત તેઓ સામ્રાજ્યની નાગચૂડમાંથી પુરેપુરા મુક્ત થયા નથી.

દેશના ટુકડા વિભાગો કરવાનો તેમને વિચાર સુદ્ધાં ન્હોતો આવ્યો.
(મી. રાજગોપાલાચાર્ય)

(ક)–ગાંધીજીની ટીકા એ છે કે જેમને ઇશ્વરે એકઠા કર્યા હોય તેમને જગતની કોઇ શકતી જુદા નથી પાડી શકતી. અને હું (ગાંધીજી) મુસલમાનોની સેવા કરતો આવ્યો છું એટલે જો હું આ અણુગમા (હિંદની વહેંચણી) ની વિરૂધ્ધ મુસલમાનોને ચેતવણી ન આપું તો હું મારી ફર્ઝ ભુલ્યો કહેવાઉં. તેથી બધા હિન્દી પ્રજાની દ્રષ્ટિએ એકજ છે. માટે આ હિન્દની વહેંચણીની માંગણી અસ્વભાવિક છે.

૨ –આ વહેંચણીથી હિન્દુસ્તાન આંતરિક તથા બહ્ય રીતે નિર્બળ થઇ જશે. તદ્દપરાંત હિન્દુ મુસ્લિમ ખેંચતાણ ઓર વધી જશે,

૩ (અ)-મુસલમાનોની આર્થિક સ્થિતી એટલી સારી નથી કે તેઓ પોતાનો રાજ્ય વહીવટ જુદો કરી શકે.

(બ)–પંડીત ગોવિંદ વલ્લભ પંત કહે છે કે પંજાબી મુસલમાનોને લશ્કરી નવકરી બદલ પંદર કરોડ રૂપીઆ વાર્ષિક આખા હિંદ તરફથી મળે છે. હિન્દની વહેંચણી પછી પંજાબની આ આવક બંધ થઈ જશે જેથી મુસ્લિમ પ્રાંતોનો દિવાલો નીકળી જશે.

૪ (અ) હિન્દની વહેંચણી પછી બેઉ રાજ્યોને પોતાના બચાવ માટે જુદા જુદા સૈનો તથા લશ્કરી સાધનો રાખવા પડશે. તેથી તેના ખર્ચનો ભાર બેહદ વધી જશે.

(બ)–આ બે રાજ્યોમાં જંગ છેડાઇ જવાનો ભય પણ હરહમેશ લાગતો રહેશે.

(ક)-ઇસ્લામી હિન્દ તથા વૈદિક હિન્દમાં વસનારી હિન્દુ તથા મુસ્લિમ લઘુમતિનો પ્રશ્ન પછી પણ જેમનો તેમ કાયમ રહેશે. તેથીહિન્દની વહેંચણીની યોજના બધાના હિતની વિરૂધ્ધ છે જો તેને કબુલ કરી લેવામાં આવે તો તેનું પરિણામ નાશ સિવાય બીજું કંઇ નહીં આવે.

( સર ચીમનલાલ સેતલવુડ )

(૫)-હિન્દુ મહાસમભાના પ્રમુખ મી. સાવરકર કહે છે કે, " જો મુસ્લિમ લીગ પાકિસ્તાનને સક્રિય બનાવવાનો આગ્રહ રાખે છે તો અમે જણાવી દઇએ છીએ કે અમે હિન્દુસ્તાનમાં હિન્દુ-રાજ કાયમ કરવાની આકાંક્ષા રાખીએ છીએ. પકિસ્તાન માટે મી. જીનાહની માંગણી આએજ દલીલ પર રહેલી છે કે બંગાળ તથા પંજાબમાં મુસલમાનોની બહુમતી છે. આ એજ દલીલ પાકિસ્તાનના ઠરાવ વિરૂધ્ધ વાપરી શકાય છે. પંજાબના કેટલાક વિભાગોમાં જાટ અને સીખ હિન્દુ બહુમતી ધરાવે છે. તો પછી કેમ પંજાબના આ વિભાગો જુદા કરી જાટ તથા સીખે ને આપવામાં આવે. બલ્કે સમસ્ત હિન્દમાં સંયુકત રીતે હિન્દુઓની બહુમતીનું અધિપાત્ય છે. તેથી એ કેમ ન કહેવામાં આવે કે હિન્દુસ્તાન હિન્દુઓ માટે છે. "

—( આર્ય પોલીટીકલ કોન્ફરંસ મુંબઇની

સભા તા. ૧૪-૪-૪૦ )

૬— સીખો કહે છે કેઃ—

(અ)—જ્યાં સુધી પંજાબનો સંબંધ છે તેઓ પહેલાજ પુત્રો છે, કેમકે એ દશ ગુરૂઓની જન્મભૂમિ છે. અને અહીં સીખોના પવિત્ર સ્થળો તથા સીખ શહીદોના અસંખ્ય સમાધીઓ છે. વળી જ્યાં સુધી હિન્દુસ્તાનમાં એક પણ સીખ જીવતો છે ત્યાં સુધી તેના ભાગ પડી શકતા નથી. —(બાબા ખડકસીંગ)

(બ)—માતૃ—ભૂમિને હિન્દુ હિન્દુસ્તાન અને મુસ્લિમ હિન્દુસ્તાન વહેંચી નાખવાનો વિચાર અને સીખો તથા બીજી લઘુમતીઓના હકોનો બરબાદ થવાનો વિચાર હિન્દુસ્તાનમાં મુસ્લિમ રાજ્ય કાયમ કરવાની તરફ એક વધુ પગલું છે..........જો મુસ્લિમલીગ મનોવૃત્તિ દાખવાવાળા મુસલમાનોએ પોતાનું રાજ્ય સ્થાપવાની કોશિશ કરી તો તેમને પ્રથમ સીખોના લોહીના સમુદ્ર ઉપરથી પસાર થવું પડશે.

—(માસ્ટર તારાસીંગ)

## ઉપલી બાબતોનો જવાબ

**એક પ્રજાકિયતાનું ધતિંગ**—ગાંધીજીની ટીકા અને આર્ય પ્રજા સાથે મુસલમાનોના સંબંધ રાખવાની ટીકા બેઉ એક છે. જેમાં હિન્દુઓ અને મુસલમાનોને બે જુદી જુદી પ્રજાઓ હોવાની હકીકતથી ઇન્કાર છે. અફસોસ છે કે ગાંધીજી જેવા હિન્દુ લીડર અને હિન્દુ મુત્સદ્દી આ વાતને સમજવાનો કદિ પ્રયત્ન કરતા નથી કે ઇસ્લામની કવમીયત (પ્રજાકિયતા) ભૌગોલિક સિમાઓ કે નસ્લી ભેદભાવ ઉપર આધાર રાખતી નથી, પરંતુ

મુસ્લિમ કવમ પોતાના અકીદાઓની બિના પર મિલ્લત અને ઉમ્મત કહેવાય છે. તેથી દરેક તે માણુસ જે ઇસ્લામથી પાવન થાય છે તે પોતાની ભૌગોલિક અને નસ્લી કવમીયતના વર્તુળમાંથી નીકળી ઇસ્લામના વિશ્વ ભ્રષ્ટભાવમાં મળી જાય છે. સઘળા મુસલાનો ગમે તેટલે દૂર ઉભેલા કે વસેલા હોય અને ભિન્ન ભિન્ન લોહી સાથે સંબંધ ધરાવતા હોય તેઓ ઇસ્લામના એક વર્તુળમાં રહી એકજ દોરીમાં પરોવાઇ જાય છે. નસ્લ અથવા ભૌગોલિક સિમાઓ ઇસ્લામની પયદા કરેલી કવમીયત પર કંઇ અસર નાખી શક્તી નથી......મુસલમાનોની દ્રષ્ટિમાં મુલ્કી, ગયર મુલ્કી, અરબી કે હિન્દી કોઇ વસ્તુ નથી. મુસલમાનો પોતાના ધર્મ–બંધુને જુએ છે. મુસલમાનો ગયર મુલ્કના મુસલમાનને છાતી સરખો ચાંપી શકે છે, ગલે લગાડી શકે છે, પણ પોતાના દેશના "અબુ જહલ" અને "અબુ લહબ"ની સાથે મિત્રતાની ગાંઠ બાંધી શકતા નથી. મુસલમાનો માટે ભૌગોલિક સિમાઓ અથવા લોહીના ભેદો અર્થ વગરની વસ્તુઓ છે.

(૨) હિન્દસ્તાન પર ધર્મની અતિ ઉંડી અસર છે. સમય ભલે પલ્ટી જાય, પણ હિન્દુસ્તાનમાં ધર્મનું બળ ઓછું નહીં થાય. જો ધર્મનો પંજો અહીં એક લોખંડી પંજો છે, તો શું ઇસ્લામ અને હિન્દુ મત એક છે? હિન્દુ મત મૂર્તિ-પૂજાનું શિક્ષણ આપે છે, જ્યારે ઇસ્લા મૂર્તિખંડનની તાલીમ આપે છે. હિન્દુ મતની દ્રષ્ટિ સમક્ષ હિન્દુ સમાજનો મૂળપાયો માત્ર જન્મ, જાત-પાત અને જાતિ જ્ઞાતિ ઉપર છે. ત્યારે ઇસ્લામ લોહી-ભેદ અને જાત-પાતના ઝન્ડાને તોડીફોડી ભ્રાઇચારાનો ભવ્ય પયગામ સંભળાવે છે, અને જાતી ગુણો અને સદાચરણોને જુએ છે. જ્યારે બીજા ધર્મો સિધ્ધાંતની રૂએ એક બીજાથી તદ્દન વિપરિત છે. તો એ ધર્મો ઉપર ચાલનારા સમાજો શું એકજ સમાજ કહી શકાય? તેથી હિન્દુ મુસલમાનોને માત્ર

એક લોહીના કહી બાજી આપી " એક કવમ " કહેવું તે પોતાની બેઅકલી અને ફરેબનું પ્રદર્શન કરવા સમાન છે.

૩-હવે ગયર મુલ્કો કહેતાં વિદેશો ઉપર દ્રષ્ટિપાત કરો. અંગ્રેજ અને જર્મન બેઉ એંગ્લો અને સેકસોની અવલાદ છે. તો પણ શું તેઓમાં સામ્ય છે? શું અંગ્રેજો અને જર્મનો અલગ અલગ કવમો નથી? જગતના ઇતિહાસો એવા સેંકડો દ્રષ્ટાંતોથી ભરપૂર છે. પ્રાચિન કવમોની અનેકાનેક કવમો પયદા થઇ છે, અને થતી રહેશે, તે કુદરતનો અટલ નિયમ છે જેને કોઇ રોકી કે ટોકી શકતો નથી.

## (૪) સંસ્કૃતિ અને સંસ્કાર–

સંસ્કૃતિ અને સસ્કાર, ઐતિહાસીક તથા ધાર્મિક સહિષ્ણુતાઓ, સામાજીક રહેણી કરણી ઇત્યાદિ રાજકારણની રૂએ એક કવમીયતનું મુળ થઇ શકે છે. સ્પર્ષતા, દ્રષ્ટિઓ, વિચારો, કથનો અને કર્તવ્યોનો એકરાગ એક કવમી શિકલને અસ્તિત્વમાં લાવી શકે છે. પરંતુ અહીં હિન્દુસ્તાનંમાં તો હિન્દુઓ અને મુસલમાનોનો ઇતિહાસ, સહિષ્ણુતા ધર્મ, સામાજીક રહેણી કરણી, ખાધા ખોરાકી બિચારો, લાગણી મતલબ કે દરેક વસ્તુ એક બીજાથી જુદી છે. હિન્દુ મુસલમાનો ન તો એક બીજા સાથે લગ્ન-વિવાહ કરી શકે છે, ન એક બીજાની સાથે બેસી જમી શકે છે. તેથી કોઇ બુધ્ધિશાળી માણુસ આ ઉઘાડી બિનાનો ઘડી ભરપણ ઇન્કાર કરવાની હિમ્મત નથી કરી શકતો કે હિન્દુ અને મુસલમાનો બે જુદી કવમો છે.

૫–ટીપુ, હયદરઅલી, અવરંગઝેબ અને અકબરના દાખલા આપી જે ટીકા કરવામાં આવી છે કે દેશના ટુકડા કકડા કરવાનો વિચાર સુધ્ધાં

-હોતો આવ્યો બેશક એ સત્ય છે. પરંતુ તેમણે વિજેતા અને સંપુર્ણ રાજ્યકર્તા તરીકે રાજ્ય કર્યું શક્તિ અને બાહુબળથી હિન્દુસ્તાન પર રાજ્ય કર્યું. શું હિન્દુઓ એ બુઝુર્ગ રાજ્યકર્તાઓના રાજ્યને લઇ ચલાવી શકશે.?

## આંતરિક અને બાહ્ય વિષે ખોટો પ્રચાર

આજે એક કવમને બીજી કવમ પર વિનય અને સરદાઇ મેળવવાની ઇચ્છા હિન્દુઓ તથા મુસલમાનોમાં કામે લાગી ગઇ છે. જેનું પરિણામ વર્તમાન આંતરિક ઝગડામાં આવ્યું છે. હિન્દની વહેંચણીથી એ મનોરથો ચાલ્યા જશે. અને .આંતરિક કુસંપની જગાએ વિશ્વાસ પયદા થશે. જુઓ બે ભાઇઓ જ્યારે એક ઘરમાં સંપ અને સુલહથી રહી શકે નહીં ત્યારે ઉત્તમ માર્ગ એ હોય છે કે તેઓ એક બીજાથી અલગ થઇ જાય. તેમને એક ઘરમાં જબરાઈથી રાખી શકીએ છીએ, પણ છેવટ કયાં સુધી? જરમન, રશિઆ, પોલેન્ડ તથા ઝેકોસ્લોવેકીઆના બાહ્ય અને જબરાઇની એકતાનું શું પરિણામ આવ્યું તે એજ જબરાઇની એકતાનું પરિણામ છે કે પોલેન્ડ અને ઝેકોસ્લોવેકીઆ આજે પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવી બેઠા છે. ઇતિહાસ સાક્ષી આપે છે કે જબરાઈની એકતા બિન કુદરતી છે. તેથી એવી એકતા અલગતાથી વધુ નુકશાન કર્તા સિદ્ધ થાય છે. તેથી ઉલ્ટું જો એ બેઉને અલગ કરી દેવામાં આવે તો નિષ્ફળતાઓ અને નાદાનીઓના સદમા સહ્યા પછી એક બીજા સાથે મળવાની કદર સમજતા થાય છે.

અલગ વર્તુળો ગ્રહણ કરવાથી બેઉ કવમો આંતરિક મિત્રભાવ-ભર્યા મુકાબલાની લાગણીથી સત્તા હેઠળની કવમોનો વિશ્વાસ મેળવી સુરીતિ-

નીતિ તથા સુબંધારણને ઉંચ કોટિના બનાવવાનો પ્રયત્ન કરશે કે અમારા રાજ્ય-તંત્રમાં કોઇ તરેહની ખામી ન આવે તો બેઉ કવમો પોત પોતાની સંસ્કૃતિ તથા બીજી બાબતોમાં ઘણી સારી ઉન્નતિ કરી શકશે.

## ૩ આર્થિક ટીકા

આજે આ સંશયમાં નાખવાના પ્રયાસો આદરવામાં આવે છે કે હિન્દની વહેંચણીથી જે મુસ્લિમ રાજ્યો ઉભા થશે, તેઓ આર્થિક રૂએ પોતાના ખર્ચા ઉપાડી શકશે નહીં. અજબ એ છે કે આવી ટીકાઓ કરનારા ગૃહસ્થો હકીકતો અને ખરી બીનાઓથી આંખમીચામણા કરે છે. રાજ્ય પોતાની આવકના સાધનો ખુદ પોતે ઉત્પન્ન કરે છે. જેવા તેના ખર્ચા વધે છે તેવાજ તે પોતાના સાધાનો પણ વધારે છે. તેથી કોઇ રાજ્યના કાયમ થવાની પહેલાં આ પ્રશ્ન ઉપસ્થીત થવો કે તે પોતાના ખર્ચા ઉપાડી શકશે કે નહીં તે તદ્દન અર્થ વિનાનો છે. શું દુન્યાના ઇતિહાસમાં કોઇ એવા એકાદ રાજ્યનો દાખલો બતાવી શકાશે કે જેની સ્થાપ્ના પહેલાં એ યકીન થઇ ગયું હતું કે તે આર્થિક રૂએ પોતાનો ભાર ઉપાડી શતશે? વર્તમાન યુગમાં જે દેશોના બજેટો (અંદાઝ પત્રો) સમતોલ નથી અને તેમને કેટલાક વર્ષોથી ખોટ જાય છે, તે દેશો શું બીજા કોઇને સ્વાધિન કરી દેવા જોઇએ? જર્મની પોતાના નવા વસાહતોની માંગણી કરી રહ્યું હતું, જો કે તે પ્રાંતોમાં ખર્ચ વધારે છે અને આમદની ઓછી. પ્રશ્ન એ છે કે ઇતર કવમો આવી નુકશાનીઓ શા માટે ઉપાડે છે?

મુસ્લિમ રિયાસતોમાં કુદરતી સાધનો ઘણા બહોળા પ્રમાણમાં છે, જેનાથી લાભ લઇ દેશની આર્થિક સ્થીતીને વધુ સારી કરી શકાય

છે, મુસ્લિમ રિયાસતોમાં જંગલો તથા વિવિધ પ્રકારની ખાણોનો પણ કાંઇ ટોટો નથી. માત્ર સાઇન્સ અને વિજ્ઞાનની મદદ લેવી પડશે. તેમને ઔદ્યોગિક રિયાસતો બનવામાં શું વાર લાગશે. તદુપરાંત બીજા પણ અનેકાનેક સાધનો છે. જેવા કે રેલ્વે, ટપાલ, તાર ખાતું, ઇન્કમ ટેક્ષ, કસ્ટમ ડયુટી ઇત્યાદિ.

જ્યાં સુધી પંજાબનો સંબંધ છે ટીકા કરનારા ગ્રહસ્થો સામે ત્રીજા પક્ષનો મત પુરતો થશે. પંજાબના માજી ફિનાન્શીઅલ કમીશ્નર મી. એચ. કેલવર્ટ પોતાના પુસ્તક અને હિત (The wealth and Welfare of the Punjab) માં પંજાબના ફેડરેશનમાં જોડાણ સંબંધી આર્થિક દ્રષ્ટિએ ચર્ચા કરતાં બર્માનો દાખલો આપે છે અને લખે છે કે, "બર્માએ અલગતા ઇખ્ત્યાર કરીને એ આર્થિક આપઘાત માંથી મુકિત પ્રાપ્ત કરી લીધી છે. જો ઇશાન કોણ પ્રાંતો (અર્થાત પંજાબ, સિંધ, કાશ્મીર ઇત્યાદી) ને પોતાના આર્થિક હિતનો કંઇ ખ્યિાલ હોય તો તેમણે પોતાનું જુદું ફેડરેશન સ્થાપવું જોઇએ."

હવે સીલોનની તરફ નઝર ફેરવો, તેના આર્થિક સાધનો શા છે? પરંતુ તો પણ તે પોતાના પગ પર ઉભું છે. હિન્દુસ્તાનથી અલગત્તા અને સ્વશાસનથી તેની ઉન્નતિ–પ્રગતિમાં ચાર ચાંદ લાગી ગયા છે. જો બલ્ગેરીઆ, હંગરી, માલ્ટર કોટલા અને સીલોન વગયરે પોતાની આવક પ્રમાણે ખર્ચ કરી શકે છે તો કંઇ કારણ નથી કે મુસ્લિમ રાજયો પોતાના ખર્ચા ન ઉપાડી શકે.

## ૪ ડીફેન્સ બચાવ

હિન્દુઓ અને મુસલમાનોના અલગ અલગ થઇ જવા પછી બચાવ ડયુટીના જે પ્રશ્નો પયદા થશે તેનો પોતપોતાના રાજ્યો મળી આસા-

નીથી ઉકેલ કરી લેશે. અને તે રાજ્યોની હિન્દુ અને મુસ્લિમ લઘુમતિ-ઓનો પ્રશ્ન આંતર પ્રજાકિય કરારોથી પણ ઉકેલી ન શકાયો તો વસ્તીની ફેરબદલીનો સિધ્ધાંત કબુલ રાખી શકાય છે. એ કોઇ મુશ્કેલી ભર્યું કામ નથી. ચાલુ યુગનો ઇતિહાસ સાક્ષી આપે છે કે ઝુરૂરતના સમયે એવું કરી લેવું પણ મુશ્કેલ નથી. પરંતુ કેટલીક સ્થિતીમાં તો ઝુરૂરી થઈ જાય છે.

સર ચીમનલાલ સેતલવડે હિન્દુઓમાં ઝાતંપાતના મતભેદ તથા મુસલમાનોમાં શીઆ સુન્નીના મતભેદોનો દાખલો આપતાં ટીકા કરી કે "આવી રીતે તો હિન્દુસ્તાનમાં સેંકડો કવમોના અસ્તીત્વનો સ્વીકાર કરવો પડશે." પરન્તુ અફસોસ એ છે કે આવું કહેતી વેળાએ તેઓ આ બાબતને બિલ્કુલ ભુલી જાય છે કે હિન્દુઓનો સમાજ ઝાતપાતનો ભેદ હોવા છતાં એક છે, અને મુસલમાનોનું કલ્ચર શીઆ સુન્ની મત ભેદ હોવા છતાં એક છે. પણ ન તો હિન્દુઓ અને મુસલમાનોની સામાજીક જીવનને એક બનાવી શકાય છે. અને ન તો તેમની સહિષ્ણુતાઓ પણ એક છે. માટે દેશ અને દેશની રઇયતની તબાહીનો અંદેશો દેશને બે વિભાગોમાં વહેંચી નાખવાની યોજવ માં નથી રહેતો. સર ચીમનલાલ પોતે આ વાતને માન્ય રાખે છે કે કોંગ્રેસે મુસલમાનો સાથે સારો વર્તાવ નથી કર્યો. તો પછી મુસ-માનો કેવી રીતે સંતોષી અને નિર્ભય થઈ શકે છે કે એકત્ર પ્રજાકિયતામાં તેમના હકો રક્ષિત રહેશે. કેમકે હિન્દુઓની એજ પાર્ટી હંમેશ સત્તા ઉપર રહેશે કે જે હિન્દુ રાજ્યની આકાંક્ષાઓની પરિપૂર્ણતાનો સામાન તૈયાર કરવાવાળી છે.

# ૫ સીખોની અયોગ્ય ચિંતા

સીખ ભાઇઓએ હિન્દની વહેંચણીનો વિરોધ કરતી વખતે આ વિચારી લેવું જોઇતું હતું કે મુસલમાનો પણ તેમની જેમ આ કહેવાને પુરેપુરો હક ધરાવે છે કે તેઓ ગાંધીજીની હિન્દી રાષ્ટ્રયતા અર્થાંત હિન્દુ રાજ્ય કદી સાંખી શકશે નહીં, તદુપરાંત મીસ્ટરજી જ્યારે સીખોને હિન્દી રાષ્ટ્રીયતામાં જોડાયેલા રાખવાના વાંચ્છુ છે તો પછી તેમને મુસલમાનોના મુકાબલામાં સીખોને જુદી લઘુમતીની તરીકે રજુ કરવાનો શો હક છે? તેઓ પોતાના રાજકારણને હિન્દુઓ સાથે જોડાયેલ રાખે અને સીખોના જુદા હકોની વાત કરવાની આદત છોડી દે.

પંજાબના સીખો જો પોતાની સ્થીતી અને જમાઅતો પર વિચાર કરે. અને પોતાના હિતને જુએ તો તેમને હિન્દુઓની હિન્દી રાષ્ટ્રીયતામાં જોડાઇ જવાનો સોદો ભારે મોંઘો જણાશે. મારા મત મુજબ મુસલમાનોના પ્રમાણમાં સીખોને બાકી હિન્દુસ્તાનમાંથી ઉત્તર હિન્દની અલગતાની યોજનાને ભારે આનંદ પૂર્વક વધાવી લેવી જોઇએ, કેમકે સીખોનો હકીકી દેશજ ઉત્તર હિન્દ બલ્કે પંજાબ છે, જેમાં તેમના ભાઇ મુસલમાનો પણ વસે છે. ૩૫ કરોડની હિન્દુ વસ્તીના સમુદ્રમાં થોડાક લાખ સીખો તે અંગત્ય મેળવી શકતા નથી કે જે પાકિસ્તાન કે ઉત્તર હિન્દની અલગતાના રૂપમાં તેમને પોતમેળે મળી રહેશે. તદુપરાંત સીખોને એ પણ જાણવું જોઇએ કે પાકિસ્તાનની મુસ્લિમ બહુમતી હિન્દુસ્તાનની હિન્દુ બહુમતીની જેવી ઓછા દિલવાળી નથી.તેઓ(મુસ્લિમો)જુદા પડયા પછી પોતાના સીખ ભાઇઓની સાથે અતિ સારો વર્તાવ રાખશે. અને તેમના સઘળા યોગ્ય હકો તેમની ઇચ્છા અનુસાર તેમને આપવા માટે દિલો-જાનથી

તૈયાર થશે. એટલુંજ નહીં, પરંતુ જો સીખો ઇચ્છશે તો તેમને પંજાબમાં ખાલિસ્તાન અથવા સીખસ્તાનના નામથી એક સ્વતંત્ર રિયાસત પણ આપવામાં આવશે. અમારા મત મુજબ તો સીખ ગૃહસ્થો મુસ્લિમ લીગના ઠરાવના સિધ્ધાંતનો વિરોધ કરી પોતાના ભવિષ્યને બરબાદ કરી રહ્યા છે. તેમણે આ મામલામાં મુસલમાનોને સાથ આપવો જોઇએ.

## ૬ મી. સાવરકર

મી. સાવરકર પોતાની દલીલની જાળમાં પોતેજ ફસાઈ ગયા છે. કેમકે મુસ્લિમ બહુમતીવાળા વિભાગોને અલગ અલગ કરવાનો ઠરાવજ મેસર્સ સાવરકર, ગાંધીજી, પરમાનંદ, મુન્જે એન્ડ કમ્પનીની આ જાહેર કે ગૃહ્ય ઇચ્છાનું પરિણામ છે કે સમસ્ત હિન્દમાં હિન્દુની વિજેતા બહુમતિનું રાજ્ય કાયમ કરવામાં આવે. હિન્દુ મહાસભાના લીડરો—જેમાં મી. સાવરકર પણ શામીલ છે. ઉઘાડે છોગે કહી ચુક્યા છે કે હિન્દુસ્તાન હિન્દુઓની રંગભૂમિ છે. તેથી તેના પર રાજ્ય કરવાનો હક્ક માત્ર હિન્દુઓનેજ છે. અને કોંગ્રેસ પોતાના કર્તવ્યથી સિદ્ધ કરી ચુકી છે કે તેની એક રાષ્ટ્રિયતાનું દ્રષ્ટિબીન્દુ પણ હિન્દુ બહુમતીનું આધિપત્ય અને સત્તા કાયમ કરવા માટે છે. આ સ્થિતિમાં મી. સાવરકર પોતેજ ચુકાદો આપી શકે છે કે મુસલમાનો કે જેઓ હિન્દુ રાજ્ય તળે પોતાનું જીવન ગુજારવા માંગતા નથી તેમને શું કરવાપણું રહે છે? મી. સાવરકર કહે છે કે પંજાબના તે વિભાગો કે જ્યાં જાટ અને સીખોની બહુમતી વસે છે તે વિભાગોને કેમ પંજાબથી જુદા કરી દઇ તેમનેજ સોંપી દેવામાં ન આવે? અમે પણ એજ કહીએ છીએ કે અગર એવા વિભાગોના જાટ અને સીખો પંજાબથી જુદા થઇ જઇ પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માંગે અથવા

એવા હિન્દુ સ્ટેટ સાથે જોડાઈ જવાનું ચાહે કે જેમાં હિન્દુઓથી બહુમતી હોય તો અમે કોઈ જાતનો વાંધો નહીં લઇએ, મુસ્લિમ લીગનો મૂળ ઠરાવજ રાજકિય સિધ્ધાંત અને દ્રષ્ટિબિન્દુઓ પર રચાયલો છે. જેની પરિપૂર્ણતા દરેક તે સ્થળે કરી શકાય. મી. સાવરકરે જાણવું જોઇએ કે ઉત્તર હિન્દ પૂર્વ હિન્દ અને દક્ષિણ હિન્દ તથા બીજા વિભાગોમાં સ્વતંત્ર મુસ્લિમ રિયાસતો બનાવવાનો ઠરાવ વસ્તીની બહુમતી તથઃ સ્વશાસનના હકના સિધ્ધાંત પર રજુ કરવામાં આવ્યો છે. અને અમે એ સિધ્ધાંતની પરિપૂર્ણતા હિન્દુસ્તાનના દરેક વિભાગમાં કરવાને તૈયાર છીએ. આ ઠરાવ તળે હિન્દુ અને મુસ્લિમ રાજ્યોની હદબંધી કવમી વસ્તી ગણત્રી અને તકરારી ઝિલ્આ (જીલ્લા) ઓમાં સામાન્ય મતના સિધ્ધાંત પર કરવામાં આવશે. હિન્દુસ્તાનના કવમવાદી ઝગડાઓનો ફયસ્લો કોઈ સિદ્ધાંતની બિના પરજ થઇ શકે છે. જો હિન્દુઓએ પોતાની સંખ્યાના વધુપણાં કે દવલતની પુષ્કળતાના ઘમંડ પર આખા હિન્દુસ્તાનને પોતાના કાબુમાં લાવવાની કોશિષ કરી તો તેના પરિણામો સારા નહીં આવે. મી. સાવરકરે કહેતાં તો કહી દીધું કેઃ—

> "આ સવાલ દલીલ કે સિધ્ધાંતનો નથી. પરંતુ શકતીના મુકાબલાનો છે. માટે હિન્દુઓને જોઇએ કે તેઓ પોતાના હકોની પ્રાપ્તી પર ભાર આપે, અને માતૃભૂમિના ટુકડા ન થવા દે."

પરંતું તેમને ખબર નથી કે શકિતનો ઉપયોગ બીજાઓ પણ કરી શકે છે. અને જો ફયસ્લો દલીલ અને સિધ્ધાંતને બદલે માત્ર તાકતના મુંકાબલા પર છોડી દેવામાં આવ્યો તો મુસલમાનો તો પોતાનો હક લઇજ લેશે, અલબત્તા હિન્દુઓના હિસ્સામાં કાંઇ નહી આવે. તેમણે મુસલમાનોના કે અંગ્રેજોના અથવા બીજી કોઇ તાકતના ગુલામ બની જીવન ગુજારવું પડશે.

## કોંગ્રેસી મુસ્લિમોની ટીકાઓ.

કોંગ્રેસી મુસલમાનોએ કોંગ્રેસનો આવાઝ (હીઝ માસ્ટર્સ વ્હોઇસ) બની ક્યાં તો અહરારોના વેષમાં, ક્યાંક જમીઅતુલ ઉલ્માના લિબાસમાં અને કહીં આઝાદ મુસ્લિમ કોન્ફરન્સને સ્થાપી જે ટીકાઓ કરી છે તે નીચે મુજબ છે,;—

૧—સાત હિન્દુ પ્રાંતોમાં તબ્લીગ (ઇસ્લામ ધર્મ પ્રચાર) નું કામ અટકી જશે.

૨—જરૂરતથી વધુ આંતર કવમી સંબંધ રાખનારાઓ " હર મુલ્ક મુલ્કે માસ્ત કે મુલ્કે ખુદાએ માસ્ત " (અમારા ખુદાના બધા મુલ્કો તે અમારા મુલ્કો છે) ને દ્રષ્ટિ રાખી હિન્દના ભાગલાને ગયર ઈસ્લામી ઠરાવે છે.

૩—મુસલલાન એક ઝબરદસ્ત કવમ છે. તેમણે હિન્દુઓથી ડરવું ન જોઇએ.

## ધાર્મિક પ્રચાર.

તબ્લીગનું કામ ઇસ્લામના આગમનથી લઇ આજ સુધી ગયર મુલ્કોમાં ચાલું રહ્યું છે. જો ઈસ્લામની તબ્લીગ ભૌંગોલિક સિમાઓથી અટકી શકતે તો આજે આ ધર્મનું નામ અરબસ્તાનથી બાહેર સાંભળ-વામાં પણ ન આવતે. અરબસ્તાન પણ એક ભૌગોલિક મુલ્ક છે. અર-બોએ જગતને તાબે કરવાના ઈરાદા પહેલાં પોતાનાજ મુલ્કને મજબુત બનાવ્યો, જો આજથી ૧૩૫૦ વર્ષ પહેલાં ઇસ્લામ વિજ્ઞાનના ઉત્પન્ન કરેલા સાધનો વિના સમુદ્રોને પાર કરી ચાર ખંડોમાં પ્રસરી જવાને

કાબિલ હતો તો આજે પણ તેમાં એ સ્પીરીટ બાકી છે. તે મુસ્લિમ રાજ્યોના બાહેર અટકી શકતો નથી. ખાસ કરીને આ સ્થિતિમાં કે હિન્દુ હિન્દમાં કરોડો મુસલમાન વસેલા હશે. આ ગયર સમજ કંઇક એ માટે પણ પયદા થઈ ગઇ છે કે મુસમાનો જેઓ ત્યાં લઘુમતિમાં છે તેમને ગાંસડા પોટલા બાંધી મુસ્લિમ રાજ્યોમાં ચાલ્યા જવું પડશે. વસ્તી ફેરબદલી સંબધી તો હમણા કંઇ કહી શકાય નહીં. પરંતુ લીગના ઠરાવ મુજબ તો મુસલમાનોનો પોતપોતાના પ્રાંતોમાંજ રહેશે. અને તબ્લીગે ઇસ્લામ જે તેઓ આજે કરી રહ્યા છે તે હિન્દના ભાગલા પછી પણ ચાલુ રાખી શકે છે. પરંતુ હકીકત શું છે? કંઇ અને ક્યાં તબ્લીગ છે? કયા જોશ અને લાગણીથી મુસલમાનો તબ્લીગમાં મશ્ગુલ છે? પહેલાં પોતાને તો મુસલમાન બનાવી લો. ન પેટ ભરવાને ટુકડા ન પહેરવાને ચીથડાં. મુસીબતનો જમાનો, પરેશાનીના દિવસો, દુશ્મનો હડપ કરી જવાની ફીકરમાં છે. શત્રુઓએ દેશ અને દીનના ગદ્દારોને ભાડાના ટટ્ટુ બનાવીને તબ્લીગે ઇસ્લામની ઓથ લઇ મુસલમાનોને બરબાદ કરવાની એક નવી ચાલ અને જાલ તૈયાર કરી છે. પરંતુ મુસલમાનો જાગૃત થઇ ગયા છે. તેઓ લાંબી દાઢીઓ અને શયતાની શિકલોના ફરેબી શિકન્જામાં આવી શકતા નથી.

## રાષ્ટ્રિયતાની ગયર સમજ

ઇસ્લામ સ્વભાવિક ધર્મ છે, અને કોઇ એક ખાસ કવમ કે ખાસ દેશના માટે નથી. પરંતુ જે સાંકળો "હર મુલ્ક મુલ્કે માસ્ત કે મુલ્કે ખુદાએ માસ્ત." ને દ્રષ્ટિ સમક્ષ રાખી હિન્દના ભાગલાઓને ગયર ઇસ્લામી ઠરાવે છે. તેમણે આ જાણવું જોઇએ કે હિન્દની વહેંચણી કલ્પનની પહેલાં પણ તે વ્યકિતએ પેશ કરી હતી કે જેણે "તરા નએ

મિલ્લી-દેશ ગિત" નો સબક આપ્યો હતો અને "હર મુલ્ક મુલ્કે માસ્ત કે મુલ્કે ખુદાએ માસ્ત" નો સંદેશો આપી રાષ્ટ્રીયતાની મૂર્તિના ચૂરેચૂરા કરી નાખ્યા. માત્ર મરહુમ ડોકટર ઇકબાલ સાહબનું નામજ આ વાતની શાક્ષી માટે પુરતું છે કે હિન્દની વહેંચણીનું દ્રષ્ટીબીન્દુ લેશ માત્ર પણ ગયર ઇસ્લામી નથી. ટીકા કરનારા સોહેઓને વીનંતી કરૂં છું કે કલ્પના સૃષ્ટીમાંથી ઉતરી જરા બંદાઓની ગુનેહગાર દુન્યામાં પણ તશરીફ લાવો કે જ્યાં ન્યાયના નામ પર ગુનાહ જાએઝ છે. શાંતિના નામ પર મઝલૂમોને મિટાવી દેવું યોગ્ય છે. નસ્લી અને કવમી ધર્માંધતા ખાતર ખુદાની મખ્લૂકના લોહીની નદીઓ વહાવવામાં વાંધો નથી

હિન્દની વહેંચણી અમે આટલા માટે નથી માંગતા કે ચાર દીવાગી ખેંચી અમે પોતાને બંદીવાન કરી લઇએ, અને રાષ્ટ્રીયતાના દેવતાની સ્તુતી કરવા લાગીએ. ઈસ્લામ વતન-પરસ્તીની વિરૂધ્ધ છે. વતન-પરસ્તીના વિચારે જેને યુરોપ એક સમયથી મજબુત બનાવવામાં લાગ્યું હતું અને જેણે મુસલમાનોની એકદિલીને નાબુદ કરીને ઇસ્લામી જગતના ટુકડા કરી નાખ્યા, એવી વતન-પરસ્તીનો દરેક મુસલમાને વીરોધ કરવો જોઇએ. પરંતુ મૂળ વાત એમ છે કે મુસલમાનો કયાંય પણ વસ્તા હોય તોય વીશ્વ ઇસ્લામી બીરાદરીના અવ્યવો છે. માત્ર રાજદ્વારી અને ભૌગોલીક મસ્લેહતોની દ્રષ્ટીએ વતનની જરૂરત પડે છે. કોઇ કવમને પોતના પગ ઉપર ઉભા રહેવા માટે ગુલામોને આઝાદી હાંસીલ કરવાને માટે. પરાજીતોને તાજા થવાને માટે એવા આશ્રયની આવશ્યકતા છે કે જેની છાયા નીચે તેઓ જાગૃતીનો આત્મા પયદા કરી સક્રિય થઇ જાય, કે જેથી તેઓ ફરીથી દુન્યાની ટકકરનો મુકાબલો કરી શકે. એવાજ આશ્રયની મતલબ આજે સ્વાતંત્ર્યતા છે, સ્વતંત્ર રાજ્ય છે, જેના માટે વતન એક આવશ્યક તત્વ છે.

ભાગલા એટલા માટે નથી માંગતા કે તેને દેશનું પશ્ચિમિક રંગ ચઢાવીએ **અમે હિન્દના ભાગલા એટલા માટે ચાહીએ છીએ કે ઈસ્લામ હિન્દુસ્તાનમાં જીવિત રહે. અમે જીવતા રહીએ અને પોતે આઝાદ થઈ મઝલુમ બિરાદરોને પણ આઝાદ કરીએ.** જો ભૌગોલિક સિમાઓ એટલી બધી તિરસ્કાર પાત્ર છે તો અમારા ટીકાકાર બંધુઓ હિન્દુસ્તાનની સિમાઓને શા માટે માન્ય રાખે છે? આવા કાલ્પનિક દ્રષ્ટિબિન્દુઓનો આ મવકો નથી. હિન્દુસ્તાનના મુસલમાનોનો એક બીજા સાથેનો બિરાદરી સંબંધ ભૌગોલિક સિમાઓથી ન આથી પહેલાં કયારેય તુટયો છે અને ન ભવિષ્યમાં તુટશે.

## "પિદરમ સુલ્તાન બુદ" નું રટણ

અમારા કેટલાક ભાઇઓના હ્રદયમાં આ વિચાર છેકે આ સમયે જેવી જંગ થઇ રહી છે અને જેવી રીતે થઇ રહી છે થવા દો. પાછળથી અમે હિન્દુઓ સાથે હિસાબ કરી લઇશું. અને મુસલમાનો અને હિન્દુઓ અમારો મુકાબલો કરે! એક એક મુસલમાન સેંકડો હિન્દુઓને કાચે કાચો ખાઈ જશે. તેમાં હિન્દની વહેંચણીને "નબળાઓનો પુકાર" લેખે છે, અને ધોકો આપી ખરી બિનાને સત્યની દ્રષ્ટિએ જોવાનું પસન્દ કરતા નથી.

કેટલેક ઠેકાણે એમ કહેવામાં આવે છે કે, "આ હિન્દુસ્તાનને અમારા બાપ દાદાઓએ પોતાના લોહીથી ખરીદ કર્યું છે. તેમના હાડકાં અહીં દફન થયેલા છે. અમે તેમની કબ્રો કેમ કરી તજી શકીએ છીએ! અમે અમારા બાપ દાદાના લોહીની સાથે ગદારી કરવા નથી માંગતા. તેથી હિન્દના ભાગલાની મતલબથી પોતાના બાપદાદા સાથે

ગદ્દારી છે. હિન્દુઓ અમારૂં શું બગાડી શકે છે કે અમે તેમનાથી ડરીએ. મુશરિક હિન્દુઓમાં એટલી શકિત કયાં કે તવહીદ પરસ્ત મુસલમાનોના મુકાબલામાં ટકી શકે. મયદાન દરેક સ્થીતિમાં મુસલમાનોના હાથોમાંજ રહેશે, આવી અવનવી આકર્ષક અને લલચાવનારી વાતોથી અમારા અંતઃકરણોમાં વહેમ અને વસ્વસો નાખવાના પ્રયત્નો ચલિત થયા છે. પરંન્તુ ખરી હકીકત તો કંઈક જુદીજ છે.

આ સમયે ન તો "ડંડા" ઉપર ફખ્ર કરવો લાયક છે, ન "પિદરમ સુલ્તાન બુદ" (મારો બાપ રાજા હતો) ના ગર્વથી હેતુ પુરો થશે. હવે જમાનો ઇન્કિલાબનો છે. યુગ બીલ્કુલ બદલી ગયો છે. તલ્વાર અને બંદુકનો સંગ્રામ નથી. આ સમયે તો રાજકારણ અને દવાનું યુધ્ધ છે. બદલાતી રહેતી દુન્યાની પરિસ્થીતીઓની સાથે ન ચાલવું તે તબાહી અને બરબાદી છે, હંમેશની ગુલામી અને પરાધિનતા છે. માટે ચાલુ ઇન્કેલાબના રૂપને સમજવું અગત્યનું છે, અને આ ખોટા વિચારને સુધારવો જરૂરી છે. જગતના લોહીયાળા ઇન્કેલાબો અમારી સન્મુખ છે. ખુનરેજી ક્રાન્તિમય ચળવળનું પરિણામ એ હોય છે કે જ્યારે તે સફળ થઈ જાય છે ત્યારે એકાએક દેશમાં હંગામો મચી જાય છે. અવ્યવસ્થા અને અરાજકતા પ્રસરી જાય છે. એવા ખળભળાટ અને અફરા–તફરીના સમયમાં જેના બાહુમાં બળ હોય છે તે સત્તાધિકાર પર આરૂઢ થઇ જાય છે. તો નિઃશંક આ સમજવું બુધ્ધિ મુજબ છે કે અંગ્રેજી સત્તાના અંત પછી અમે આપસમા હિસાબ ચુકવી લઇશું.

પરંતુ અફસોસ અહીં તો પરિસ્થિતીજ કંઇ જુદીજ છે. હિન્દુસ્તાનની આઝાદીની લડત કોઇ ખુન્રેજ ક્રાન્તિમય લડત નથી. અહીં તો એ લડત જેને "કાનૂથી જંગ" કહેતાં "બંધારણિય લડત" કહેવામાં આવે છે તે

લડાઇ રહી છે. એ શાન્તિમય લડત જુના મકાનને ધીરે ધીરે પાડી રહી છે અને નવું મકાન આહિસ્તાં આહિસ્તાં ચણી રહી છે. જ્યારે જુનું મકાન પુરેપુરૂં પડી જશે ત્યારે નવા મકાનનું ચણતર પણ સંપૂર્ણ થઇ જશે.

ચાલુ ફેરફારો અમારી સન્મુખ છે. "આઝાદીના લશ્કરે" નવા બંધારણ પ્રમાણે પ્રધાન-મંડળો રચીને સત્તાની લગામ પોતાના હાથમાં સંભાળી લીધી. ન કોઇ માણસ મર્યું ન કોઇ શહેરનો નાશ થયો, પરંતુ સત્તા એક હાથમાંથી નીકળી બીજા હાથમાં ચાલી ગઇ. માટે આ ધીરે ધીરે પ્રગતિ પામતાં બંધારણિય ઈન્કેલાબમાં ન મરવા મારવાનો સવાલ રહે છે અને ન કોઇ ખુનખાર ઈન્કેલાબમય જંગના માટે કોઇ શંકાને સ્થાન છે. તેથી આ એજ સમય છે કે મુસલમાનો પરિસ્થિતીનો અભ્યાસ કરે. **નહીં તો એક "દારૂલ કુફ્ર" ની જડથી બીજું દારૂલ કુફ્ર ધીરે ધીરે ઉપસ્થિત થઇ જશે. અને જુના દારૂલ કુફ્રના અંતની સાથે હિન્દુસ્તાન નવા દારૂલ કુફ્રના સાણસામાં ઝડપાઇ જશે.**

એ વખતે અમારા બાપ-દાદાઓના આત્મા શું કહેશે? તેઓ આ જોઇ ખુશ થશે કે જે મુલ્કમાં તેમણે ઇસ્લામનું ઝાડ વાવ્યું તેને આજે કુફ્રના ઉપર કુરબાન કરી દેવામાં આવ્યું. શું તેઓ પોતાની પાછળ મુકેલી પુંજીને બીજાઓના હાથમાં જોઇ તમારા ઉપર લઅનત (તિરસ્કાર) નહીં મોકલે? અને શું તમે તેમના નામ પર ધબ્બા નથી લગાવ્યા?!

વિચારો! ઈસ્લામી દ્રષ્ટિએ વિચારો. હમણાં પણ સમય છે. ખરા માર્ગે આવી જાઓ, નહીં તો સ્પેનના જેવી તમારી પણ સ્થીતી થશે.

# પ્રકરણ ૪ થું.

## "કેવી રીતે"

અમને હવે પુરી રીતે સમજાઇ ગયું કે હિન્દની વહેંચણી માત્ર હિન્દુસ્તાનની રાજકિય આંટીઘુંટીઓ, સંસ્કૃતિ અને સામાજીક ગુંચોનો એકનો એક ઉકેલ છે એમ નથી, બલ્કે હિન્દુસ્તાનની આઝાદીનો મૂળ પાયો અને કવમી સમાધાન માટે "સીમેન્ટ" (સીમીટ) રૂપ પણ છે. હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે હિન્દની વહેંચણીની માંગણી બ્રિટન પાસે કેવી રીતે મનાવી શકાય છે, અને એ ઠરાવને કેવી રીતે સક્રિય બનાવી શકાય છે.

હિન્દની વહેંચણીનો વિરોધ આ સમયે નીચે જણાવેલી પાર્ટીઓ કરી રહી છેઃ—

૧—કોંગ્રેસ અને મહાસભા અર્થાત સમસ્ત હિન્દુ કવમ.

૨—અંગ્રેઝ.

## કોંગ્રેસ અને મહાસભાનો વિરોધ

હિન્દુઓની બહુમતીએ હિન્દુઓમાં તેમની સંખ્યા બળનું ભાન પયદા કરી દીધું છે. અને તેમની સંખ્યાબળના એ ભાનથી તેમના દિલમાં દેશ પર કુલ સત્તા ચલાવવાની લાગણી ચલિત થઇ છે.

મુસલમાનો જેઓએ તેમના પર કૃપાવંત અને દયાવંતની જેમ રાજ્ય ચલાવ્યું. હવે તેમના પર રાજ્ય કરવા તથા અવરંગઝેબ વગયરેના કાલ્પનિક અત્યાચારોનો બદલો લેવાની ચિન્ગારીઓ તેમના હ્રદયોમાં સળગી રહી છે. તેમની આ ઇચ્છા "એક ફેડરેશન" નાજ દ્વારા સક્રિય રૂપ ધારણ કરી શકે છે. હિન્દની વહેંચણી તેમની કલ્પનાઓના ચુરે ચુરી કરી નાખે છે. તેથીજ આ કુદરતી વાત છે કે હિન્દુ પ્રેસ અને હિન્દુ પક્ષો માટે એ ઘડી પણ કેવી મન્હુસ હતી કે જ્યારે ઓલ ઇન્ડીઆ મુસ્લિમલીગે એક મહાન ઇન્કેલાબ બરપા કરી દેનારો ઠરાવ પસાર કર્યો. અમારા સ્વદેશી બંધુઓમાં ખળભલાટ મચી ગયો. એક છેડેથી લઇ બીજાં છેડા સુધી ગોકીરો શરૂં થઈ ગયો.

સત્ય અને ન્યાયની દ્રષ્ટિએ જોવામાં આવે તો હિન્દુસ્તાનના ગુંચવાયેલા કવમી પ્રશ્નોનો ઉકેલ લાવવા ન તો આથી કોઇ ઉત્તમ યોજના હોઇ શકતીજ નથી. એ યોજના માત્ર મુસલમાનોનાજ હિત માટે નથી. પરંતુ હિન્દુઓ માટે પણ તેવીજ હિતકર છે. જુદા જુદા વિભાગોના હિન્દુ અને મુસલમાન બહુમતિઓને આઝાદી અને સ્વાતંત્ર્યની સાથે સાથે પોતપોતાની સહિષ્ણુંતાઓ, અને સંસ્કૃતિ પ્રમાણે પોતાની ભાવિ પ્રગતિની તક મળી જશે. અને બધા ઝગડાઓ અને લફડાઓ કે જે આજકાલ દરેક સ્થળે હિન્દુઓ અને મુસલમાનોને પરેશાન કરી દે છે તે હંમેશ માટે દુર થઇ શકે છે. અને હિન્દુસ્તાનની હિન્દુ મુસ્લિમ કવમો- જેમાં દરેક રીતે મતભેદોની અપાર ખાડી વચ્ચે આવેલી છે તેઓ–પોત પોતાની હકનો પુરી રીતે લાભ લઇ શકશે.

એ ઠરાવ કેટલો બુધ્ધિમાન્ય અને હકીકત પર રચાયેલો છે, કેટલો મજબુત અને અટળ છે, અને કેવો અજોડ અને લાજવાબ છે કે જેની

સામે દરેક સમજુ માણસે ગરદન ઝુકાવવી પડશે. પરંતુ એ યોજના મુસલમાનોને હિન્દુઓના જુલ્મોથી રક્ષીત કરે છે એટલે સાંધારણ હિન્દુથી લઈ મહાત્માઓ લંગોટ બાંધી મયદાનમાં ઉતરી પડયા છે. અને વિરોધ માટે હથીયારથી સજ્જ થઇ ગયા છે. ચાલબાજીભર્યો અને વ્યવસ્થિત પ્રોપેગેન્ડા બહોળા પ્રમાણમાં કરવાનું શરૂ કરી દીધું છે.

હિન્દુઓના આ વિરોધે તેમની ખરાબ નિય્તને ઉઘાડી પાડી દીધી છે. એ વિરોધે હિન્દુ રાજનીતિજ્ઞોના ઇરાદાઓને નગ્ન કરી દીધા છે, કે તેઓ એક રાષ્ટ્રના નામે હિન્દુ બહુમતિને આખા દેશ પર સત્તાધિશ બનાવવા માંગે છે. અને પ્રજાકિયતંત્રના નામે લઘુમતિઓને મિટાવવા માંગે છે. હિન્દુ નેતાઓની આએજ બદ-દાનત છે કે જે આજ પર્યંત હિન્દુઓ અને મુસલમાનોની વચ્ચે કોઇ પ્રકારના રાજકિય સમાધાન થવાના માર્ગમાં કંટક રૂપ થઈ પડી છે. અને ખુદા જાણે એમનો આ સ્વાર્થ કયાં સુધી હિન્દુસ્તાનની મુસીબતોનું કારણ રહેશે.

હિન્દુઓ આઝાદી માંગે છે તો શું કારણ છે કે તેઓ એવી આઝાદી બીજાઓને આપવા તૈયાર નથી? પોતે આઝાદીના વાંચ્છુ છે, પરંતુ મુસલમાને ને આઝાદ કવમ તરીકે જોઇ સાંખી શકતા નથી. પ્રજાશાસનના લાભ મેળવવા માંગે છે પરંતુ મુસલમાનોને એ હક મળે તે સાંખી શકતા નથી.

ઈન્સાફ તો એ છે કે જે વસ્તુ તમે પોતાના માટે ઇચ્છો છો તે બીજાઓ માટે પણ ચાહો. મુસલમાનોએ પોતાનું જીવન મુસ્લિમ જીવન તરીકે ગુજારવા માટે હિન્દની વહેંચણીની માંગણી રજુ કરી છે. પરંતુ હિન્દુ હવસ સત્તાશાહી અને મુસલમાનોને ગુલામ બનાવવાની લાગણીમાં એ યોજનાનો વિરોધ કરી રહ્યા છે. દુન્યા જાણી લે કે અમે હિન્દુસ્તાનમાં

જીન્દગીની માંગણી કરી રહ્યા છીએ. સત્ય અને ન્યાય તથા સમાનતા માટે પુકારી રહ્યા છીએ. પરંતુ હિન્દુઓ પોતાની બહુમતિના બળપરમુસલમાનોને ગુલામ બનાવવાની ઉંડી ઇચ્છાથી સત્યવાત સાંભળી શકતા નથી. તેનું પરિણામ શું આવશે? તેનું પરિણામ એ આવશે કે હિન્દુસ્તાનની આઝાદી ઓર વધુ દુર હડરાઇ જશે. ગુલામી અને પરાધિનતાની મુદ્દત ઓર વધુ લંબાઇ જશે. આંતરિક ઝગડા ઓર વધી જશે. દરેક જગાએ નાઇ-તેફાકી અને કુસંપ પ્રસરી જશે.

હિન્દુઓ જો આઝાદી માંગે છે અને ખરા અંતઃતકરણથી આ દેશનું હિત ચાહે છે તો તેમણે હક અને ન્યાયથી આજેજ આ વાત માની લેવી જોઇએ. આઝાદીનો પ્રશ્નો થોડા દિવસોમાં ઉકેલ થઇ જશે. નહીં તો તેમણે જાણી લેવું જોઇએ કે જયારે કવમો જાગૃત થઈ જાય છે, ત્યારે તેને પોતાના હકોનું ભાન તથા પિછાન થાય છે. પોતાની બગડેલી તથા બનેલી વાતોને સમજતી થાય. છે, તો ત્યારે તે પોતાના હકો મેળવીનેજ રહે છે. અને એજ હિન્દુસ્તાનમાં થઇને રહેશે.

જ્યારથી મુસ્લિમ લીગે હિન્દની વહેંચણીનો ઠરાવ કર્યો છે, ત્યારથી માત્ર હિન્દુસ્તાનમાંજ નહીં, પરંતુ અંગ્રેજી રાજદ્વારી જગતમાં પણ એક ખળભળાટ મચી ગયો છે. અને એ સ્વભાવિક સિધ્ધાંતને ન્યાયભરી દ્રષ્ટિએ જોવાને બદલે તેની વિરૂદ્ધ ધમધોકાર નિવેદનો પ્રગટ થવા લાગ્યા. હિન્દુસ્તાનના માજી પ્રધાન લોર્ડ ઝેટલેન્ડે બ્રિટનની શુભ નીતિની જાહેરાત કરતાં કહ્યું કેઃ—

"જે હેતુ માટે અમે અમારૂં લક્ષ મજકુર કરી રાખ્યું છે તે એ છે કે હિન્દુસ્તાનના વતનીઓને રાજદ્વારી એકતા પ્રાપ્ત કરવામાં મદદ કરવામાં

આવે. અને હિન્દુસ્તાનને એવું કાબિલ બનાવી દેવામાં આવે કે તે બ્રીટીશ સામ્રાજ્યમાં એક અઝીમુસ્શાન પ્રજાસત્તાક બની યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે."

ઉપલા ભાષણથી ચોકખું જણાય છે કે હિન્દના ભાગલાનો ઠરાવ કદાચ બ્રીટીશ સાંમ્રાજ્યના હિતમાં નથી. તેથી બ્રીટનને આ ઠરાવ કબુલ નથી. અથવા કદાચ બ્રીટનને બ્રિટન એ માટે અહીંની રાજદ્વારી એકતા ઇચ્છે છે કે તે હિન્દુઓને ખુશ રાખવા માંગે છે. પરંતુ અજબ થવા જેવું તો એ છે કે બ્રિટન હિન્દુઓની હાલત અને સ્થિતિથી સારી પેઠે વાકીફ છે. તેને આ હકી-કતની સારી પેઠે જાણ છે કે હિન્દુ મુસલમોનો ન તો કયારેય એક કવમના અગ્યયો હતા અને ન ભવિષ્યમાં કયારેય એક કવમ થઈ શકે છે.

"હિન્દુ મુસલમાનોમાં માત્ર ધાર્મિક મતભેદજ નથી, પરતુ તેમની દરમ્યાન ઐતિહાસિક સહિષ્ણુતા તથા સંસ્કૃતિની પણ લાંબી પહોળી ખાડી આવેલી છે. તેમની આદતો, કવમી કલ્ચરમાં પણ જમીન આસ્મા-નનો તફાવત છે. (Government of India Memoranda to Simon Commission page 135.)

આ હકીકતને સારી પેઠે જાણવા છતાં પણ લોર્ડ ઝેટલેન્ડ અહીં રાજદ્વારી એકતા કાયમ કરવાનો ઇરાદો રાખે છે. એક એકત્રની કલ્પના દિલમાં લાવવાની મતલબ અહીંની સ્થાનિક પરિસ્થિતિ અને ઘટનાઓનો ઇન્કાર કરવા સમાન છે. શું અમે લોર્ડ ઝેટલેન્ડથી જાણવાની હિમ્મત કરી શકીએ કે છીએ કે શું અહીં કોઇ રાજદ્વારી એકત્રની શકયતા છે કે? અને શું અલગ મતાધિકારનો હેતુ એ હતો કે લઘુમતિઓ બહુમતિઓના જુલ્મોના ભોગ બની જાય ?

"અમે એકદમ કહી શકીએ છીએ કે ( હિન્દુ મુસ્લિમ ) કવમવાદ તકરારો ન્યાયની દ્રષ્ટિએ કયારે પણ અલગ મતાધિકારનો પાયો કરી શકતી નથી. અને જો અલગ મતાધિકારને ઉડાવી દેવામાં આવે તો કોઇ બુધ્ધિમાન દલીલ આ વાતને માની લેવાને નથી મળતી કે એ કવમવાદી ઝગડાઓનો અંત આવી જશે. એ ( હિન્દુ મુસ્લિમ ) ઝગડાઓની અસ્લી જડ બહુ ઉંડી છે. અને તે એ હાલતોથી પોષણ મેળવે છે કે જેને બદલી નાખવું ચુંટણીની પધ્ધતિના પ્રમાણમાં અનેકગણું વધુ મુશ્કેલ બલ્કે અશકય છે. જ્યાં સુધી એ ઝગડનો સબંધ હિન્દના રાજકારણથી છે, તેની જડ ચુંટણી પધ્ધતિ હરગિઝ હોઈ શકતી નથી. પરંતુ તેનું મૂળ તે શંકાઓ અને રાજ્યસત્તા ચલાવવાની તથા ઉપરવટ થઇ જવાની–આંકાશાઓ છે કેજે બેઉ કવમોમાં હિન્દુસ્તાનનાં ભાવિ માટે પયદા થઈ ગઈ છે.

તેથી હિન્દુસ્તાનમાં એક એવું વાતાવરણમાં ઉત્પન્ન થઇ ગયું છે કે જે એ અસરો માટે ઘણી અગત્યની હયશિયત રાખે છે જેણે અહીંની સામાન્ય મત ઉપર કાબુ મેળવી લીધેલ છે પરંતુ બીમારીના ખોટા કારણો બતાવવાથી ઇલાજ નથી થઇ શકતો. જેમ કે અમને ખાત્રી થઇ ચુકી છે કે ( અહીંના કવમવાદી ઝગડાઓનું ) મૂળ કારણ રાજકિય શકિત પ્રાપ્ત કરવાને માટે બેઉ કવમોની અંદરો અંદરની ખેચતાણો છે. ( Simon Report Val. I. 28–30 p. p. )

ઉપલા બયાનથી આ વાત બિલ્કુલ જાહેર થઇ જાય છે કે હિન્દુઓ અને મુસ્લિમો વચ્ચે ઝગડાઓનું મૂળ અલગ મતાધિકાર નથી, પરંતુ હિન્દુઓની રાજ્ય સત્તા હસ્તગત કરવાની અંતરેચ્છા અને સંખ્યાબળ તથા ઉપરવટનું ઘમંડ છે. અંગ્રેજ મુત્સદ્દીઓએ હિન્દુઓના એ ઘમંડથી

લઘુમતિઓને રક્ષિત રાખવા માટે અલગ મતાધિકાર આપેલ છે. પરંતુ કોંગ્રેસની અઢી વર્ષની હુકુમતે આ હકીકતનો ઇન્કાર કરવાને કોઇ ગુંજાઇશ નથી મુકી કે અલગ મતાધિકાર પણ લઘુમતિઓને બહુમતિઓની ચીલ-ઝડપથી બચાવી શકતો નથી. લઘુમતિઓ પુકારી ઉઠી, મઝલૂમો રડી ઉઠયા, નિર્દોષોની દર્દનાક હાય આકાશ સુધી પ્રસરી ગઇ. ચોતરફ લઘુમતિઓ માટે હેરાનગતી અને પરેશાની. આ દેશી રાજ્ય વાણીયાઓની હુકુમત. ડેપ્યુટેશન–પ્રતિનિધિ મંડળો મોકલવામાં આવ્યા. ગવર્નરો સુધી ફર્યાદો પહોંચાડવામાં આવી. અવિશ્વાસના ઠરાવો પસાર કરવામાં આવ્યા. કાયદા મુજબ બની શકે તેટલાં પગલાં લીધાં, પરંતુ નિર્બલ અને નિઃસ્હાયનો કોણ બેલી? કોણ ન્યાય કર્તા? એક પણ વાત સાંભળવામાં આવી નહીં...... આ અતિ આશ્ચર્યજનક છે કે અંગ્રેજો એક તરફ તો સમાનતાના હિમાયતી અને લઘુમતિઓના હિતોના રક્ષક હોવાનો દાવો કરે છે. પણ બીજી તરફ એવાદર્દનાક અનુભવો, દુઃખદાયક ઘટનાઓના હોવા છતાં અમારા પર એક "રાજકીય એકત્ર" ઠોકી બેસાડવાના પ્રયત્નો કરી રહ્યા છે!

એવું જણાય છે કે હિન્દના માજી પ્રધાન હિન્દુસ્તાનના નવ કરોડ મુસલમાનોના આવાજની પરવાહ ન કરતાં હિન્દુસ્તાનમાં એક રાજદ્વારી એકત્ર કાયમ કરવાનો ઇરાદો જાહેર કરવામાં હિન્દુઓને ખુશ કરવાનો હેતુ હતો. અને હિન્દુઓ આઝાદીનો વિચાર છોડી દઈ યુદ્ધ પછી સામ્રાજ્યમાં એક અગ્રગણી દરજ્જા માટે માની જાય તો બ્રીટીશ સલ્તનતને હિન્દના મુસલમાનોના રાજદ્વારી ભાવિની ડોક મરોડી નાખી કોંગ્રેસની મહત્વકાંક્ષાઓને પરિપૂર્ણતાએ પહોંચાડવામાં કંઇ પણ વાંધો નહીં હોય.

માજી હિન્દી પ્રધાનના આ પ્રકારના વિચારની જાહિરાત પહેલ વહેલી નથી. પરંતુ બ્રીટીશ મુત્સદીઓની વલણનો એક તાઝો દાખલો છે કે તેઓ હિન્દ બહુમતિને ખુશ રાખવાના પ્રયાસો કરતા રહે છે. અને મુસલમાનોના રાજદ્વારી હિતની વિરૂધ્ધ હિન્દુ નેતાઓની સાથે મળી કાવા દાવા કરવાને હર હમેંશ તૈયાર હોવાની જાહિરાત કરે છે. શું અમે બ્રિટીશ મુત્સદીઓને આ પૂછી શકીએ છીએ કે તેમને હિન્દુઓ તરફ રાજદ્વારી મહેરબાનીઓ બતાવવાની આટલી બધી ચિંત્તા કેમ રહે છે? અને શું કારણ છે કે બ્રિટીશ મુત્સદીઓ ન્યાયનું ખુન કરી લઘુમતિઓને હંમેશના માટે બહુમતિના ગુલામ બનાવવાની ખેવના રાખે છે? આવા વિચારોની જાહિરાત પછી બ્રિટીશ સલ્તનતના જંવાબદાર મહા પુરૂષો કેવી રીતે આ મ્હોટા મ્હોટા દાઅવા કરી શકે છે કે તેઓ હિન્દુસ્તાનની લઘુમતિઓને હિન્દુઓની બહુમતિની દયા અને કૃપાપર છોડવાનો ઇરાદો રાખતા નથી? અલગ મતાધિકાર લઘુમતિઓના હકો અને હિતોનું રક્ષણ કરવામા નિષ્ફળ સાબીત થયું છે. હવે લઘુમતિઓના રક્ષણનો માર્ગ અહીંની પરીસ્થીતી જોતાં માત્ર હીન્દની વહેંચણીજ હોઇ શકે છે. તો શું કારણ છે કે મુસ્લીમ લીગના ઠરાવ "હીન્દની વહેંચણી" ને એજ અગત્યતા કેમ નથી આપતા કે જે અગત્યતાના તેઓ હકદાર છે?

હિન્દુસ્તાનને એક રાજકીય એકત્ર કબુલ કરીને એક સમુહતંત્ર દાખલ કરવા અથવા કોંગ્રેસના કોન્સ્ટીટયુશનલ એસેમ્બલીની માંગણી સ્વીકારી લેવાની મતલબ માત્ર હિન્દુસ્તાનની પરીસ્થીતી આંખમીચામણુ કરવાની નથી. પરંતુ તેનો હેતુ મુસલમાનોને હિન્દ બહુમતીની સત્તા નીચે લાવવાનો છે. આટલેથીજ વાત અટકતી નથી. આ પ્રશ્ને હીન્દના મુસલમાનો

માટે "જીવન–મરણુ" નો સવાલ બનાવી દીધો છે. હીન્દના મુસલમાનોએ અંગ્રેજો માટે કુરબાનીઓ આપી, માથાં આપ્યાં, પોતાનાઓથી લડયા. પરંતુ શું આ બધી સેવાઓનો બદલો એ છે કે પોતાના "કૃપાકારી હાથ" વડે તેઓ હવે બહુમતીની ગુલામીનો તોક અમારી ગરદનમાં પહેરાવી દે? અંગ્રેજોએ હીન્દુસ્તાનમાં કીયામત સુધી હુકુમત કરવાનો પટો લખાવ્યો તો નથી, તેથી હીન્દુઓના ગુલામ બનાવી દેવાની કોશીષો કરવાથી અહીના નવ કરોડ મુસલમાનોનો વીરોધ પયદા કરવાથી તેમને શું મળશે? તેથી ઉલ્ટું મુસ્લીમ લીગની માંગણી સ્વીકારવાથી તેમ હીન્દના મુસલમાનોના યોગ્ય હકોને માન્ય રાખ્યેથી તેમને માત્ર હીંદના મુસ્લીમોની સહાય મળશે એટલું નહીં, બલ્કે આખું ઇસ્લામી જગત તેમનું આભારી થશે.

ડેમોક્રેસી–લોકશાસનના નામે આજે બ્રીટન જર્મનીની સામે લડી રહ્યું છે. ન્યાય અને સમાનતાના નામે જગત પાસેથી મદદ મેળવવાની ઇચ્છા રાખે છે પરંતુ અફસોસ તો એ છે કે આએજ ડેમોક્રેસીના નામે બ્રીટન હીન્દુસ્તાનમાં લઘુમતીઓને બહુમતીની ગુલામ બનાવવાના કાર્યમાં ગુંથાયેલું છે.

બ્રિટનની નઝરમાં આજે જગતની આઝાદી ભયમાં છે, અને બ્રિટન આઝાદી અને આઝાદ ઝિન્દગી માટે લડાઇમાં જોડાયું છે. લોર્ડ હેલીફેકસે હાલમાંજ કહ્યું હતું કે, "અમો ઇચ્છીએ છીએ આઝાદ રહીએ, નહીં કે ગુલામ; આઝાદ રાષ્ટ્રો, નહીં કે જર્મનીના ખંડયા રાજ્યો... ......અમે ઇચ્છીએ છીએ કે જેવી રીતે અમે ચાહીએ તેવી રીતે પ્રભુ પ્રાર્થના કરીએ."

એક તરફ તો બ્રિટન દુન્યાની આઝાદી ઇચ્છે છે, પરંતુ બીજી તરફ હિન્દુસ્તાનમાં તો મુઆમિલોજ ઉલ્ટો છે. તે બહુમતિને લઘુમતિઓ પર જબ્રાઇથી સત્તાધિકારી બનાવી કરોડો મનુષ્યોની લાગણીને છુંદીને તેમના ઉપર ગુલામીની મોહોર મારી રહ્યું છે. એક રાજકીય એકત્રને તે સિવા બીજો શો અર્થ થઇ શકે છે? બ્રિટન પાસે હિન્દના મુસલમાનોની એ માંગણી છે કે જેવી રીતે તે પોતાની આઝાદીનું ચાહનાર છે તેવીજ રીતે હિન્દના મુસલમાનો પણ પોતાની આઝાદી માટે તડપી રહ્યા છે. તેઓ (બ્રિટનવાસીઓ) પોતાની ઇચ્છા મુજબ ખુદાની ઇબાદત કરવા માંગે છે. મુસલમાનો બ્રિટન પાસેથી ન્યાયની આશા રાખે છે. તેઓ પોતાના સ્વભાવિક હકો માંગે છે. હિન્દુઓ આખા હિન્દ પર રાજ્યસત્તા ચલાવવા આઝાદી માંગે છે. પરંતુ મુસલમાનો તો જીવિત રહેવા માટે હિન્દની વહેંચણીની માંગણી પેશ કરે છે.

## શું કરીએ?

અમે બીજાઓને ગુલામ બનાવવા નથી માંગતા. બીજાઓના આર્થિક સાધનો ઉપર તડાપ મારવા નથી ઇચ્છતા. અમે બીજાઓની મહેનતથી લાભ ઉઠાવવા નથી માંગતા. અમે તો માત્ર જીવતા રહેવા માંગીએ છીએ, અને મુસલમાન કવમ તરીકે જીવતા રહેવાની અમારી અંતરેચ્છા છે, અમે સ્વવતંત્ર જીવનના વાંચ્છુ છીએ. અમે ચાહીએ છીએ કે અમારૂં તકદીર અને ભાગ્ય અમે પોતેજ બનાવીએ. અમારા હકોના મુઆમિલાઓમાં અથવા ભાવિ કાયદા કાનુન ઘડવામાં અમે ન તો ગાંધીજીને પંચ બનાવવા માગીએ છીએ ન બ્રીટનને. અમે ચાહિએ છીએ કે અમારા સવાલોના નિર્ણયોનો હક અમને અને માત્ર અમનેજ પ્રાપ્ત હોય. ઉપર સવિસ્તાર રીતે આ બાત જાણવામાં આવી ચુકી છે કે આવું વાતાવરણ અમને માત્ર હિન્દની વહેંચણીદ્વારાજ મળી શકે છે. હિન્દની વહેંચણી કેવી રીતે મળશે?

અમારા માર્ગમાં હિન્દુઓ એ માટે આડા આવે છે કે તેઓ મુલ્કમાં પોતાની રાજ્ય-સત્તા ચાહે છે. અમે જીવન માટે હાથ પગો હલાવીએ છીએ અને તેઓ ડુબાવી દેવાના પ્રયાસોમાં છે. મુસલમાનોને જે કંઇ કરવાનું છે તે હમણાંજ કરવાનું છે. સમય વધુ નથી. થોડાજ વખતમાં તેમણે અંગ્રેજો અને હિન્દુઓથી કબુલ કરાવવું પડશે. હિન્દની વહેંચણી અહીંના રાજકારણનો અંતિમ અને સ્વભાવિક ઉકેલ છે. અને મુસ્લિમ બહુમતિવાળા પ્રાંતો તેમના કવમી મુલ્કો છે, જેને કોઇ પણ રીતે તેઓ ઇતર લોકોની સત્તા નીચે જોવા ઇચ્છતા નથી.

આજકાલ કોઇ હક કબુલ કરાવવાનો માર્ગ માત્ર બંધારણજ છે. તેને દ્રષ્ટિ સમક્ષ રાખી અમો મુસલમાનો પર એક ઘણી અગત્યની જવાબદારી આવી પડે છે, કે અમે સામાન્ય લોકોને જાગૃત કરીએ કે જેથી હવે પછી ભાવિષ્યની ચુંટણીઓના પ્રકરણમાં "કોંગ્રેસ" અને "પાકિસ્તાન" વચ્ચે સંગ્રામ થાય. બદ કિસ્મતીથી અમારામાં કવમ ફરોશો-પ્રત્યાઘાતિઓ અને ગદ્દારોની કમી નથી. પરંતુ જ્યારે સામાન્ય લોકો પોતાના "નસબુલ અયન" (મૂળ સિધ્ધાંત) ને ઓળખી લેશે તો એવા ગદ્દારો કદિ ફાવશે નહી. અમારી ફર્ઝ છે કે એવા પ્રતિનિધિઓ ધારા સભાઓમાં મોકલીએ કે જેઓ અમારી કવમી માંગણીઓ માટે લડત ચલાવે. આ સમય અમારી કવમી ઝિન્દગી માટે ફયસલો કરનારો સમય છે. આ એજ ફયસલો અમારા ભાવિનો પાયો બનશે એક તરફ આઝાદીની પ્રભાતના કિરણો અને ઇસ્લામી રાજ્યોની સ્થાપનાનું મનોહર દ્રષ્ય અને બીજી તરફ ગુલામીની લઅનત અને ફંદામાં નિઃસ્હાયતા. મુસલમાનો માટે કસોટીનો સમય છે, કઠણ ઘડી છે, મુસીબતો અને સંકટો છે, રૂકાવટો અને અટકાયતો છે. પરંતુ અમારે આ બધા પર સરસાઇ મેળવવી છે.

અમારે દુન્યામાં રહેવું છે. આ વહેમ અને ગુમાનથી ભરેલી દુન્યામાં, શંકાઓ અને સંશયોથી ભરેલી દુન્યામાં, મકર અને ફરેબથી ભરેલી દુન્યામાં, સ્વાર્થ અને વેરવૃત્તિથી ભરેલી દુન્યામાં, જુલ્મો, અત્યાચારો અને ઝહેરીલી મનેચ્છાઓથી ભરેલી દુન્યામાં. આએજ દુન્યા કે જ્યાં મનુષ્યો ધર્મનું બહાનુ ગોતી મનુષ્યનો શિકાર છે. જ્યાં બળીયાઓ શાંતિના નામે અત્યાચારો ગુજારે છે, અને ન્યાયના નામે નિર્બળોને હડપ કરી જાય છે. બધું કાંઇ કરે છે. તેને વાજબી ઠરાવે છે, જ્યાં નિર્બળનું મૃત્યુ નક્કી છે. "જીસ્કી લાઠી ઉસ્કી ભેંસ." (મારે તેની તલ્વાર, બળીયાના બે ભાગ) કુદરતનો એ અટલ કાનુન સનાતન કાળથી કામ કરી રહ્યો છે. આ એજ દુન્યામાં અમારે અમારૂં ઠેકાણું બનાવવું છે. નિર્બળતાથી નહીં, પણ હીમ્મતની જરૂરત છે. કારણ કે કવમોનો પાયો શકતી ઉપર હોય છે, કોલ કરારો પર નહીં. હુકુમતની બુન્યાદ સાડીપણુંતા કે સમાધાન નહીં પણ તલ્વાર છે. અમારે આએજ દુન્યામાં અમારૂં ઘર બનાવવું છે. બીજાઓ પર આશા રાખવી કે ભરોસો કરવો પહેલા નંબરની મૂર્ખાઇ છે. જો તમે ઉંચી જગાએ પહોંચવા માંગો છો તો પોતાના પગોને ઉપયોગમાં લાવવાની શકિત પણ પયદા કરો. જેટલા પોતાના દિલ અને ઇરાદાઓને ઉંચા કરો. એટલા પોતાના પગોને પણ મજબૂત બનાવો. મન્ઝિલ જાણમાં ન હતી, હવે તે નક્કી થઇ ગઈ છે. એવા સમયે અમલની ખાસ આવશ્યકતા છે, વાતો ફડાકાઓ અને ઠરાવોની નહીં. જીવની શકય શકતીઓ માત્ર અમલ અને અમલમાં છુપાયેલી છે, અમલજ જીવન છે.

**યેહ બઝમે મય હય, યહાં કોતાહ દસ્તીમેં હય મહરૂમી,**
**જો બડહ કર હાથ મેં લેલેં, મીના ઉસી કી હય.**

**સમાપ્ત**

# EXPRESS BLOCK

DESIGNERS & BLOCK MAKERS

એક્સપ્રેસ બ્લૉક







## બ્લોક

બનાવવાનું મોટામાં મોટું કારખાનુ

## એક્સપ્રેસ બ્લોક

બ્લોક બનાવનાર. આરટીસ્ટ. ડીઝાઇનર-ફોટોગ્રાફર

જે પોતાના કામની ઉત્તમતા, મજબુતી ચોકકસતા, અને ઉત્તમ દેખરેખ માટે ભારે
વિખ્યાતી પામ્યુ છે, જને ત્યા લગભગ ૧૦૦ હોશીયાર અને જાણીતા આરટીસ્ટો કામ કરે
છે, જ્યા રાત દિવસ કામ ચાલુ છે ખાસ ખુબી એકરંગના બે રંગના અથવા
ત્રણ રંગના બ્લોક, લાઈન અને હાફટોન કે બેઉ સાથે, દરેક જાતની
ડીઝાઇન, ફોટા, લબલ સીનેમાસ્લાઈડ, પોસ્ટર, જાહેરખબર,
ટાઇટલ લેટરહેડ તથા પોસ્ટ ઑફિસ અને
કોર્ટના સ્ટેમ્પ વગેરે ના સ્પેશીઆલીસ્ટ

**તમારા વેપાર માટેની સાચી જાહેરાત માટે**
**એક્સપ્રેસ બ્લોકની સપુર્ણ સેવા લેવાનુ**
**ભુલશો નહિ.**

TELG
20519




૨૩, વરસના જુના [બ્લોકના] અનુભવી

**EXPRESS BLOCK**
SIR PHIROZESHAH MEHTA ROAD
BOMBAY.

**એક્સપ્રેસ બ્લોક**
સર ફીરોઝશાહ મહેતા રોડ
મુંબઈ